શ્રી પરમાત્માને નમઃ

# લાખ રૂપીયા!

અથવા

## લોભનું પરીણામ.

(દીલ કંપાવનારી વિચીત્ર ઘટનાથી ભરપુર ડીટેકટીવ નવલકથા.)

અનુવાદકઃ—

અમ્બેલાલ સવરામભાઈ દેશાઈ.

પ્રકાશકઃ—

શા. ચુનીલાલ મગનલાલ બુકસેલર.

ઠે૦ રાણીતળાવ-મેઈન રોડ—સુરત.



કીંમત આઠ આના.




સંવત ૧૯૮૭ ચૈત્ર
ઈસ્વીસન ૧૯૩૧—એપ્રિલ

છાપનાર:—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
ઠેકાણું:—શ્રી "અનાવિલ બંધુ"
પ્રિન્ટીંગ પ્રેસ,
હરસાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ-સુરત.

—: શ્રી :—

# લાખ રૂપીઆ !

અથવા

# લોભનું પરીણામ.

**પ્રકરણ પહેલું.** **દાંતનો દર્દી !**

મુંબાઈની એક સડક પર આવેલાં નાનાં મકાનમાં સામેજ એક ખુરસી ઉપર બેઠો બેઠો **ભી**ખો 'હિન્દુસ્થાન' પેપર વાંચતો હતો. બારણાની પાસેજ એક નાની ઓરડીમાં એક બાજુ એક કબાટ વચ્ચે એક ટેબલ અને ટેબલની ચારે બાજુ ત્રણ સુન્દર ખુરશીઓ ગોઠવેલી હતી. તેમાંની એક ખુરશી પર બેઠો બેઠો **ભી**ખો પેપર વાંચતો હતો, એટલામાં બારણાની સામે આવેલા એક ગૃહસ્થને જોઇ **ભી**ખાએ હાથમાંનું પેપર નીચે મૂક્યું.

આવનારે **ભી**ખાને પૂછ્યું: ડૉક્ટર સાહેબ છે?"

"હા, છે: આવો." **ભી**ખાએ ઉત્તર આપ્યો.

"મારો એક દાંત બહુ દુઃખે છે તેથી તેને પડાવી નાખવો છે." આવનારે કહ્યું.

"બેસોને! હું હમણાં ડૉક્ટર સાહેબને ખબર આપું છું." એટલું કહીને **ભી**ખો ખુરશી ઉપરથી ઉઠયો અને આવનારને બેસાડી અંદર જઈ પોતાના શેઠ–ડૉક્ટરને કહ્યું. 'સાહેબ! એક માણસ દાંત પડાવવા આવ્યો છે.'

દાંતના ડૉક્ટર જમશેદજી પટેલ પોતાની ઑફિસમાં બેઠા બેઠા આક-સ્માની–દર્દીઓની રાહ જોયા કરતો હતો. ઘરાકી ઘણી થોડી એટલે મહિ-નામાં એકાદ બે ગ્રાહક દાંત પડાવનારા આવતા હોવાથી ડૉક્ટર સાહેબને ખર્ચની ઘણી તાણ પડતી.

ડૉક્ટરના નાનાભાઈ હોરમજી પટેલે એલ. એમ. એસની પરીક્ષા પસાર કરેલી હોવા છતાં તેની પણ ઘરાકી થોડી હોવાથી, બન્ને ભાઈઓની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેથી હજી બન્ને ભાઈઓ કુંવારાજ હતા.

એક ઘરાક આવેલુ જાણી જમશેદજી પટેલે ભીખાને કહ્યું: “તેને અહીં બોલાવ.”

ભીખો ઘરાકને અંદર લઈ ગયો. સત્કાર સાથે જમશેદજીએ તેને એક ખુરશી પર બેસાડ્યો, એટલે તેણે પૂછ્યું: “જમશેદજી પટેલ દાંતના ડૉક્ટર તમેજ કે ?”

“હા; મારૂંજ નામ છે.” ડૉક્ટરે કહ્યું.

“મેં તમારા નામના પાટીઆમાં તમારૂં નામ વાંચ્યું છે.”

“તમે શું દાંત પડાવવા માગો છો ?” ડૉક્ટરે પૂછ્યું.

“હા; એક દાંત બહુ દુઃખે છે તેથી તે પડાવી નાખવો છે.”

“તો તમે આ ખુરશી પર બેસી જાઓ.” ડૉક્ટરે કહ્યું.

“તમે કાંઈ પણ દર્દ વગર મારો દાંત પાડશો ?” આવનારે પૂછ્યુ

“હા; જરૂર.” ડૉક્ટરે કહ્યું.

“તો હું એવુંજ માગું છું.” દર્દી બોલ્યો.

“પણ તમે ગ્યાસનું કામ કરાવવા માગો છો ?” ડૉક્ટરે પૂછ્યું.

“હું ગેસ ફેસ કાંઈ જાણતો નથી. મારો દાંત પાડતાં મને કોઈ પણ જાતનું દર્દ ન થવું જોઈએ. જો તમે એમ કરી શકતા હો તો–લોકો એમ કહે છે કે તમે આ બાબતની શોધ કાઢી છે તે સત્ય જ છે.” દર્દીએ કહ્યું.

"હા; લોકો એવું કહે છે ખરા."

"વારૂ, ત્યારે કામ કરી નાખો."

"ઠીક, તમે ત્રણ ચાર મિનિટ થોભી જાઓ."

દર્દીએ ચોંકીને કહ્યું: "હવે વળી પાછું થોભવાનું કહેવું ?"

"તમારા દાંતે ગ્યાસ લગાડવા માટે બીજા એક ડૉક્ટરની જરૂર છે." જમશેદજી પટેલે કહ્યું.

"તમે તે કામ નથી કરી શકતા ?"

"નહીં એવો કાયદો નથી."

"ત્યારે કેટલી વાર લાગશે ?"

"કાંઈ વાર નથી સાહેબ, ડૉક્ટર પાસેજ છે, હમણાં આવશે."

"ઠીક, ચાલો ઉતાવળ કરો."

"પરન્તુ તેમાં બાબત એમ છે કે તમારે એ ગ્યાસ લગાડવાની ફી જૂદી આપવી પડશે."

"કેટલી ફી ?"

"બધા મળીને આઠ રૂપીઆ; ચાર રૂપીઆ ગ્યાસના અને ચાર રૂપીઆ દાંત પાડવાના."

"વારૂ; પણ મને લેશ પણ દર્દ ન થવું જોઇએ. પૈસાનો કાંઈ સવાલ નથી. તમે જેટલા રૂપીઆ કહેશો તેટલા તેટલા હું આપવા ખુશી છું."

થોડીવાર દર્દીના ચહેરા તરફ જોઇને જમશેદજી પટેલે બીજા ડૉક્ટરને બોલાવી લાવવા ભીખાને મોકલ્યો.

ભીખો ગયો અને તુર્તજ દોરાબજી પટેલ મોટી ફુલેલ લો ભરતા ત્યાં આવી પહોંચ્યા. તેને જોતાંજ દર્દી બોલ્યો: "આવો ડૉક્ટર સાહેબ ! આપજ દાંતનાં દુઃખનું નિવારણ કરો છો ?"

દોરાબજીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું: "હા; છે તો એવું જ."

એમ કહીને તેણે દાંત પાડવાનાં સર્વ સાહિત્ય તૈયાર કર્યાં, એટલે દર્દીએ પૂછ્યું: "વારૂ ગ્યાસ મારા શરીરમાં જશે તો શું થશે? અને કેટલો વખત ગ્યાસની અસર રહેશે?"

ડૉક્ટરે હસીને કહ્યું: "માત્ર એકજ મિનિટ! એ વખતમાંજ તમારો દાંત પાડી નાખવામાં આવશે."

દર્દીએ પૂછ્યું: "કાંઈ પણ દર્દ તો થશે નહીને?"

દોરાબજી પટેલે કહ્યું: "નહીં સાહેબ તમને ખબરે પડશે નહીં કે ક્યારે શું થયું?"

દર્દીએ કહ્યું: "ગરમી બહુ પડે છે માટે કપડાં કાઢી નાખું તો કાંઇ વાંધો છે?"

દોરાબજીએ કહ્યું: "ના કાંઇ વાંધો નથી;"

દર્દીએ કહ્યું: "આખો દિવસ ચાલવાથી હું થાકી ગયો છું મેં કામ બહુ કર્યું છે, એટલે તાપ સહન થતો નથી તેથી કપડાં કાઢી નાખું છું."

ડૉક્ટરે કહ્યું: "જેવી તમારી મરજી."

દર્દી બોલ્યો: "આવતી કાલેજ સ્ટીમર મારફતે મારે પોરબંદર જવું છે. મારૂં ઘરજ ત્યાં છે. દાંતનું દર્દ બહુ વધી ગયું છે. મેં સ્ટીમરની ટીકીટ પણ લીધી છે. રસ્તે જતાં જતાં તમારા નામનું પાટીયું દ્રષ્ટિએ પડવાથી હું તમારી પાસે આવ્યો છું."

"વારૂ તમે આમ જરા ઠીક બેસો; આમ!" એમ કહીને ડૉક્ટરે તેને બરાબર બેસાડયો. અને પોતાનું કામ શરૂ કર્યું. પણ તુર્તજ—

દર્દી એકદમ બૂમ મારી ઉઠ્યો: "ઓ બાપરે! આ શું થયું?"

"તમે ડરશો નહીં આતો ખાલી ગ્યાસ છે. જુવો! હવે લાગે છે?" એટલું કહીને ડૉક્ટર દોરાબજી ત્યાંથી ખસી ગયો એટલે તેના મોટાભાઇ

જમશેદજીએ ચીપીઆ વતી દર્દીનો દાંત પાડી નાખ્યો અને હાથમાં પાણીનું ગ્લાસ પકડી દર્દીને આપવા જતાંજ ચોંકીને બૂમ મારી ઉઠ્યો; " દોસી! દોસી! જુઓને! આ શું થાય છે! જલ્દી જુઓ જલ્દી!"

" ડૉકટર દોરાબજી પાસેનીજ બારીએ ઉભો ઉભો રસ્તા તરફ જોઇ રહ્યો હતો તે ભાઇની હાંક સાંભળીને એકદમ પાછો ફરીને બોલ્યો:

" કેમ શું થયું ?"

પરન્તુ તેના ઉત્તરની જરૂર પડી નહીં. દર્દીનો ચહેરો જોતાંજ તેના હાથમાંથી ગ્લાસ લઇને તેણે દર્દીનાં મ્હોં પર પાણી છાંટયું. થોડીવાર રહીને તે બોલ્યો; " બ્રાન્ડી."

'દર્દીનાં મ્હોંમાં ગ્લાસ વડે થોડીક બ્રાન્ડી રેડી દીધી, અને તે બોલ્યો: " જસી મારી બેગ લાવતો કેશ જોખમમાં છે.

જમશેદજી બેગ લાવ્યો એટલે એક બારીક પીચકારી કાઢીને તેણે એક જાતની દવા તે દર્દીની નસોમાં પહોંચાડી દીધી, પણ તેનાથી પણ કાંઈ વળ્યું નહીં ત્યારે ડૉકટરે કહ્યું; " ભાઈ, બારણાં બંધ કરો."

જમશેદજીએ ઓરડાનાં બારણાં બંધ કરીને ભય ભરી દૃષ્ટિથી ભાઈના સામું જોયું, દોરાબજી મન્દ સ્વરે બોલ્યો, " હાં થઈ ગયું. આપણે જાણીએ છીએ કે હજારમાં એક પણ કેસ આવો થતો નથી આ આપણા નશીબનોજ—"

દાંતના ડૉકટરે વ્યાકુળ થઇને કહ્યું: " હવે શું ઉપાય છે ?" નાના ભાઇને ચૂપ રહેલો જોઇને તેણે ફરી કહ્યું. "પોલીસમાં ખબર આપીએ?"

દોરાબજીએ કહ્યું; " તેથી શું ફાયદો થશે ?"

જમશેદજીએ કહ્યું; " ફાયદો શું ! એવું થાય ત્યારે પોલીસમાં ખબર આપવાનો કાયદો છે."

દોરાબજી બોલ્યો; " કાયદાની વાત જવાદો અહીં કયું કામ કાયદા પ્રમાણે થાય છે ? પોલીસ આપણો સર્વનાશ કરશે."

જમશેદજી.—" ત્યારે હવે આ આફત કેમ ટળશે ? "

દો.—ટળશે. જરા થોભો, વિચાર કરવા દો, થોડીવાર વિચાર કરીને દોરાબજીએ કહ્યું; "એરપ્લેનેડવાળી કોઠીના બગીચામાં કોઈ રહે છે ? "

જમશેદજી.—" ના કોઈ રહેતું નથી."

દો.—" ત્યારે આ લાસ ત્યાં મૂકી આવવી જોઇએ."

જ.—" ઓ બાપરે ! એ કેમ બનશે ? "

દો.—" એ મરી ગયો છે ! આ લાસ પોલીસને જ્યારે મળશે ત્યારે એ માટે આપણને કાંઈ થાય નહીં. પરન્તુ અહીંથી નીકળે તો પુષ્કળ નુકશાન થશે."

બન્ને જણા પ્રથમથીજ આફતમાં પડયા હતા, અને હવે પોલીસનો ડર લાગવાથી બહુજ ગભરાવા લાગ્યા. તેઓએ કેટલોક સમય સુધી બેસીને વિચાર કર્યો કે હવે શું કરવું ? એવી રીતે કેટલોક સમય વ્યતીત થયા પછી જમશેદજી બોલ્યો; "ગાડી ભાડે કરીને એને ઘેર મોકલીએ તો ?"

દો.—" આપણે મોકલીએ પણ વખતે આપણું પોકળ ફૂટી જાય અને—"

" વારૂ આ વખતે આ મોટાં કબાટમાં એને મૂકી દો, લો પકડો એજ ઠીક પડશે." જમશેદજીએ કહ્યું.

બન્ને જણા મળીને તે લાસને એક કબાટમાં મૂકીને તેને બંધ કરી દોરાબજીએ કહ્યું: "ભીખો આ સર્વ હકીકત જાણે નહીં. તે ઘેર ક્યારે જાય છે ?"

જ.—" પાંચ વાગે જાય છે. "

દો.—" તો ચાર તો વાગ્યા. તે આવતોજ હશે. તે સમજશે કે દર્દી શાંત પડાવીને ચાલ્યો ગયો. તે આવીને જાય ત્યાર પછી હું અહીં આવીશ."

એમજ થયું ભીખો થોડીવાર રહીને આવ્યો અને રજા લઇને ચાલ્યો ગયો. હવે ડૉક્ટર પોતાનું દવાખાનું બન્ધ કરીને ભાઇના દવાખાનામાં ગયો. ત્યાં બહારનું બહારનું બારણું બન્ધ કરીને બન્ને અંદર બેઠા.

---

## પ્રકરણ બીજું. વિપત્તિમાં સમ્પત્તિ.

ઓરડામાં બેઠા પછી ડૉક્ટર જમશેદજી બોલ્યો: " ભાઇ દોલી ! પુષ્કળ વિચાર કરતાં મને જણાયું કે એસ્પ્લેનેડ વાળા બગીચામાં એને મૂકી દેવો એ ભયંકર કામ છે. પ્રથમ આપણે તપાસ કરવી જોઇએ કે એ માણસ ક્યાં રહેતો હતો. જો આપણને માલમ પડે તો આપણે એને એનાં ઘેરજ મૂકી આવીએ. "

દો.—" તેથી કાંઈ પણ અડચણ આવશે નહીં ?"

જ.—" અડચણ તો છે પણ એમજ કરવું પડશે. બરાબર મધ્ય રાત્રિએ તેનાં ઘરનાં બારણાં આગળ મૂકી આવીશું."

દો.—"એવું શી રીતે થશે ?"

જ.—"એ ક્યાં રહેતો હતો તે પ્રથમ આપણે જાણવું જોઇએ. જો શહેરની બહાર રહેતો હોય તો તો એ કામ ઘણીજ સહેલાઇથી થઇ જશે. ભાડાની ગાડીમાં નાખી, ગાડીવાળાને કાંઇક લેવા મોકલીશું. તમે ઘોડો પકડી રહેજો. હું અંધકારમાં લાશને નીચે ઉતારીને મૂકી દઇશ."

દો.—" તે તો કહેતો હતો કે મારે પોરબંદર જવું છે. "

જ.—" હા ઠીક યાદ દેવડાવ્યું. હું તો એ વાત તદ્દન ભૂલીજ ગયો હતો. વારૂ ચાલો આપણે એનાં ગજવા જોઇએ કાંઈ કાગળ પત્ર નીકળે છે ? જો નીકળે તો તેનાથી કાંઇક પત્તો લાગે. "

બન્ને જણાએ ત્યાં જઈ કબાટમાંથી કપડાં કાઢી, તેનાં ગજવાં તપાસ્યાં તો તેમાંથી કેટલાક કાગળો નીકળ્યા. કેટલાક કાગળો પર "હુરકીસનદાસ-ગીરગામ મુંબાઈ" એમ લખેલું હતું.

કાગળ પત્રો વાંચવાથી તેઓને જણાયું કે હકીં ગીરગામમાં રહેતો હતો. અને સર્વ કાગળો કાલબાદેવી રોડ પર રહેતા એક પારસી વકીલ મિ૦ મહેતા મારફતે તેનાં પર આવેલા હતા. તે પરથી માલમ પડયું કે હુરકીસનદાસ પોરબંદરથી મુંબાઇ આવ્યો હતો. એ હુરકીશનદાસની મુંબાઈમાં એક મામી હતી તે મરી ગઈ તે શ્રીમંત હતી અને તેતેનાં વારસ તરીકે હુરકીશનને નીમી ગઈ હતી. આ બધી ખબર મિ. મહેતા મારફત મળવાથી હુરકીસનદાસે મિ. મહેતાને સર્વ મિલ્કત વેચી નાખવા લખ્યું. મુંબઇથી જ્યારે સર્વ વેચાયાની ખબર મળી ત્યારે હુરકીસનદાસે લખ્યું: "હું પોતે આવું છું, હું આવીને રૂપીઆ લઈશ," છેવટના એક કાગળમાં મિ. મહેતાએ લખ્યું હતું: "સર્વ મિલ્કત વેચવાથી એક **લાખ રૂપીઆ** મળ્યા છે આવીને રૂપીઆ લઇ જાશો."

એ કાગળ વાંચતાંજ બન્ને ભાઇઓ એક બીજાનાં મ્હોં સામે જોવા લાગ્યા મરણ પામેલાનાં ખીસ્સામાંથી બીજા કાંઈ કાગળો નીકળ્યા નહીં. બન્ને થોડીક મિનિટ ચૂપ રહ્યા.

છેવટે નાના પટેલે ધીમે ધીમે કહ્યું: "**એક લાખ રૂપીઆ ?**"

ત્યાર પછી બન્ને ભાઈઓ ઘણી ત્વરાથી લાશને તપાસવા લાગ્યા તો તેનાં એક ગજવામાંથી સ્ટીમરની ત્રણ ટીકીટો નીકળી. બે ટીકીટો તો પેટીઓ અને લગેજની હતી અને એક મુસાફરની હતી. લગેજ સ્ટીમરમાંજ પડેલો હતો.

મોટો પટેલ બોલ્યો, એ લાખ રૂપીઆ જરૂર એની પેટીમાં હશે !"

દા.—" એવો કોણ મૂરખ હોય કે લાખ રૂપીઆ પેટીમાં રાખીને આમ રખડતો ફરે ?

જ.—" ત્યારે શું એ રૂપીઆ ગીરગામમાં છે ?"

દા.—' એ આપણાથી શી રીતે કહી શકાય ?"

પછી ડૉક્ટરે લાસની કમ્મરમાં હાથ નાખ્યો તો તેને એક લાંબી થેલી જણાઈ, તેને ખોલતાં તેમાંથી નોટોનું એક બંડલ મળી આવ્યું જેને તપાસતાં તે હજાર હજારની સો નોટો હતી.

બન્ને ભાઇઓ કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય થોડીવાર ઉભા રહ્યા. બન્ને એક બીજાના હૃદયનો હેતુ સમજી ગયા, થોડા સમય પછી એક લાંબો શ્વાસ મૂકી દોરાબજી પટેલે કહ્યું; " લાખ રૂપીઆ છે ?"

જમશેદજીએ કહ્યું: "હા; હવે એ રૂપીઆ આપણા થયા."

દોરાબજી વિચાર કરીને બોલ્યો: ' પરન્તુ એ સર્વ નોટો નંબર વાળી છે એને વટાવવી એ મુશ્કેલ કામ છે."

જ.—"ઉપાય તો કરવો જોઇએ" આવો લાભ—

દા.—"હું પણ તેનોજ વિચાર કરી રહ્યો છું."

જ.—"શું વિચાર કરો છો ?"

દા.—"એજ કે સ્ટીમરવાળા એને ઓળખશે નહીં, એણે ટીકીટ શહેરની ટીકીટ ઓફિસમાંથી લીધી છે."

જ.—"ત્યારે તો સ્ટીમરમાં એને કોઇજ ઓળખી શકશે નહીં."

દા.—"કાલે સ્ટીમરમાં બેસવાની એ વાત કરતો હતો."

જ.—"હા; તે હું જાણું છું."

દા.—ભાઇ ! ચાહે તો આપણે ગરીબના ગરીબ રહીશું અથવા સહજમાં મોટા માણસ થઇ જઇશું" એમ કહીને તે નોટોને હલાવવા

લાગ્યો. બન્નેની આંખો ચમકી ઉઠી. "પૈસાના લોભમાં પડીને તદ્દન નિર્વિકારી માણસ પણ ભયંકર દીવાના બની જાય છે."

એકદમ ડૉક્ટર હોરાબજી બોલી ઉઠયો: "આપણામાંથી ગમે તે એકને એના નામથી પોરબંદર જવું પડશે."

જમશેદજીએ પૂછ્યું: "ત્યાં જવાની શી જરૂર છે ?"

હોરાબજીએ કહ્યું: "ત્યાં જવાની ખાસ જરૂર છે; પ્રથમ આ લાશને આપણે ખસેડવી, ત્યાર પછી એનું નામ ધારણ કરી પોરબંદર જવું, ત્યાંથી ગુમ થઈ જઈ પાછા મુંબાઇ આવતા રહેવું એટલે આપણા આ ગોટાળાની કોઇને ખબર પડશે નહીં."

જ.—"હા; હું તે સમજી ગયો."

હો.—"એક જણ સ્ટીમરમાં પોરબંદર તરફ રવાના થશે. અને પછી બીજો અહીં ધીમે ધીમે નોટો વટાવ્યા કરશે. કારણ કે જ્યાં સુધી આ લાશની ખબર બહાર પડશે નહીં ત્યાં સુધી નોટ ન વટાવવાની કોઈ પણ નોટીસ આવશે નહીં એટલા માટે નોટો વટાવવાનો એ ખરેખરો સમય છે."

જ.—"હા; પણ હમણાં આ લાશને આપણે ક્યાં લઇ જઇએ ?"

હો.—"સ્ટીમર પર લઈ જવી પડશે"

જ.—"અરે ! આ તમે શું કહો છો ?"

હો.—"હા; હા. એ સિવાય અન્ય ઉપાય નથી. હું સ્ટીમરમાં પોરબંદર જઈશ અને તમે અહીં નોટો વટાવવાનું કામ કરજો. હું બે પેટીમાં આ લાશને ભરીશ અને લાગ આવ્યે સમુદ્રમાં ફેંકી દઇશ."

જ.—"બે પેટીઓમાં આવડી મોટી લાશ કેમ રહેશે ?"

હો.—"રહેશે હું પોસ્ટમોર્ટેમ જાણું છું એટલે વાંધો નહીં આવે."

જ.—"તો શું તમે—?"

ડો.—"ડરવાની કાંઈ જરૂર નથી તમે પેલા ઓરડામાં જાઓ હું સર્વ ઓજારો અત્રે લઇનેજ આવ્યો છું."

તુર્તજ જમશેદજી તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. તેનું સર્વાંગ પ્રસ્વેદથી તરબોળ થઈ રહ્યું હતું. શરીર કાંપતું હતું. નાનાભાઇના જેટલી તેનામાં હિમ્મત નહોતી.

થોડીવાર પછી દોરાબજીએ બહાર નીકળીને પોતાના ભાઇને કહ્યું: "જાઓ બજારમાંથી બે પેટી લેતા આવો."

મોટોભાઇ તેજ વખતે પેટી લેવા ગયો. આ બાજુ નાના ડૉક્ટરનું નસ્તર ચાલવા લાગ્યું થોડા સમયમાં હરકીસનદાસનાં શરીરના ટૂકડા બનાવી ડૉક્ટર દોરાબજીએ પેપરના કાગળોમાં તેના બંડલ બાંધી દીધા. પેટીઓ આવી એટલે બે પેટીમાં તે બંડલો ભરી મૂકી દીધા. પછી દોરાબજીએ કહ્યું: "ભાઈ કોઇપણ પ્રકારની ચિન્તા કરશો નહીં. હું ઘાટ જોઇને બન્ને પેટીઓ પાણીમાં ફેંકી દઇશ. ફિકર જરા પણ કરશો નહીં."

જ.—"પછી?"

ડો.—"પછી શું? ડરવાથી કોઇ પણ કામ બનતું નથી. ધીમે ધીમે ખૂનની વાત જાહેર તો થશે પણ આપણા ઉપર કોઈ પણ વ્હેમ લાવી શકશે નહીં. ગભરાવાની કાંઇ જરૂર નથી હું ત્યાં સર્વ કામ બરાબર બજાવીશ. તમે અહીં નોટો વટાવ્યા કરજો."

જ.—"પણ........"

ડો.—"પણ બણ કાંઈ નહીં. જ્યારે હાથમાં રૂપીઆ આવશે ત્યારે સર્વ 'પણ' ખલાસ થઇ જશે. મારા ધારવા પ્રમાણે એક મહિનામાં હું પાછો આવીશ. રસ્તામાં હું એક વાર મોરબી બન્દરે ઉતરીશ. હું ધારું છું કે એટલા વખતમાં સર્વ નોટો વટાવાઇ જશે."

જ.—" કેવી રીતે ? શું ! બેન્કમાં નોટો વટાવવી ?"

દો.—" ના, ના; કોઇ બીજી જગ્યાએ જઇને એક મોટું મકાન ભાડે રાખવું અને પછી દલાલોની મારફતે રોજ રોજ અમુક વસ્તુઓ ખરીદવી અને તેની કીમ્મતમાં એ નોટો તેઓને આપવી. અને પછી પેલી રાખેલી વસ્તુઓ વેચી દેવી. તે વેચવાથી કદાચ પૈસા ઓછા આવે તેની કાંઈ પણ ચિન્તા રાખવી નહીં."

જ.—" ઠીક; હું એમજ કરીશ."

દો.—" વારૂ ત્યારે તમે હવે ઘેર જાઓ."

જ.—" અને તમે ?"

દો.—" આજે રાતના હું અહીંજ રહીશ."

જ.—" આ મકાનમાં ? આ લાસ સાથે તમે રહેશો ?"

દો.—" લાસથી હું બીલકુલ ડરતો નથી. એ લાશને હવે હું મારી આંખો આગળથી દૂર થવા દઇશ નહીં. જ્યારે હું એને સમુદ્રમાં ફેંકી દઇશ ત્યારે જ નિશ્ચિંત બનીશ."

જ.—"તમને અહીં નિંદ્રા આવશે ?"

દો.—" હા; મને તો અહીં ખૂબ ઉંઘ આવશે." "હવે તમે તમારે સવારે અહીં આવજો. તમારા આવ્યા પછી હું હુરકીસનદાસ બનીને અત્રેથી આ પેટીઓ સાથે સ્ટીમરમાં બેસીશ." અને તેમજ થયું બીજે દિવસે સવારમાં દંતી વૈદ્ય જમશેદજીના ચહેરા ઉપરથી જણાયું હતું કે તે આખી રાતમાં એક કલાક પણ ઉંઘ્યો નથી. મોટાભાઇને આવેલો જોઇને દોરાબજી મૃત હુરકીસનદાસનાં કપડાં પહેરી પારસીનો ગુજરાતી બન્યો અને બન્ને પેટીઓને ગાડીમાં મૂકીને બન્દર તરફ રવાના થયો.

ત્યાં જઈ ડૉક્ટર હોરાબજી સ્ટીમરમાં બેઠા થોડીવાર પછી સ્ટીમર રવાના થઇ ટીકીટો તૈયાર લીધેલી હોવાથી હોરાબજીને એક પણ પાઇનો ખર્ચ કરવો પડયો નહીં.

## પ્રકરણ ત્રીજું. વકીલનું કાવત્રું.

વકીલ બહેરામજી મહેતાએ એકે સામટા લાખ રૂપીઆ જોયા નહોતા. ઘણાએ જોયા નહીં હોય, પણ લાખ રૂપીઆ હાથમાં આવવાથી તેને પચાવી પાડવાની ઘણાને લાલચ થાય છે. રૂપીઆનું એવું ખેંચાણ ખરેખર ઘણુંજ ખરાબ છે એમાં સંદેહ નથી.

વકીલ મહેતાને પણ લાલચે ઘેર્યો. તેને લાલચુ બનવાનાં પણ ઘણાં કારણો હતાં. મિ૦ મહેતા પીધેલ અને જુગારી હતો. તે પગથી માથા સુધી દેવામાં ડૂબેલો હતો.

ઋણનો ભાર ઘણો વિકટ હોય છે. જેના શીર પર એનો ભાર હોય છે તેની બુદ્ધિ ઠેકાણે રહેતી નથી. ઉંચી કેળવણી મેળવેલી હોવા છતાં પણ હિતાહિતનાં જ્ઞાનનો લોપ થઈ જાય છે. મહેતા વકીલની પણ એવીજ ગતી થઈ. દિવસે દિવસે તેની વર્તણુંક બગડતી ગઇ. વકીલોના મંડળમાં પણ સર્વે તેને હીન નજરથી જોવા લાગ્યા. એટલામાં અચાનક હુરકીસનદાસની વૃદ્ધ મામી મરણ પામવાથી મહેતાને સારો લાગ હાથ આવ્યો. ઘણા વખતથી તે, તે ડોસીનું કામકાજ કરતો હતો. તે ડોશીની મિલ્કતમાંથી મહેતા બે પૈસા પેદા કરવાની આશા રાખતો હતો. તે એમ સમજતો હતો કે હુરકીસનદાસ અહીં આવશે નહીં કારણ કે તે એક સાધારણ ખેડૂત છે. તેને ઠગવામાં કોઇ પણ પ્રકારની અડચણ પડશે નહીં.

પણ જ્યારે હુરકીસનદાસનો મુંબઈ આવવાનો મહેતાને પત્ર મળ્યો ત્યારે તે ગુસ્સામાં પગથી માથા સુધી બળવા લાગ્યો. અને હુરકીસનદાસને

જોવાથી તો વળી અગ્નિમાં ઘીજ હોમાયું! પોતાની ધારણા કરતાં હરકીસનદાસને તેણે જુદાજ પ્રકારનો જોયો. તે સીધો અને સાદો માણસ નહોતો એટલે તેને ઠગવાનો મનોરથ મહેતા સફળ કરી શક્યો નહીં.

જો હરકીસનદાસ મુંબાઈ ન આવત તો મહેતાને એ પૈસા મળત પણ તેના આવવાથી મહેતાની રૂપીઆ ખાઇ જવાની હિમ્મત ચાલી નહીં. કારણ કે એક તો મહેતાનું નામ બદનામ થઈ રહ્યું હતું, અને બીજું વખતે હરકીસનદાસને ખબર પડી જાય તો તે સીધો પોલીસમાં ફરિયાદ નોંધાવે. એવો વિચાર કરીને એક **લાખ રૂપીઆ**નો હિસાબ તૈયાર કરી હરકીસનદાસને સમજાવી દીધો. પણ તેણે પોતાના મનમાં એવો દ્રઢ ઠરાવ કરી રાખ્યો હતો કે આટલા બધા હાથમાં આવેલા રૂપીઆ હું કદી પણ જવા દઇશ નહીં, મહેતા પોતાના મનમાં જે ઠરાવ કરતો તે પૂર્ણ કરતી વખતે તેને બીજું કોઈ પણ દેખાતું નહોતું.

મહેતા વકીલ, હરકીસનદાસ સ્ટીમરની ટીકીટ ખરીદવા ગયો. ત્યારે સાથે હતો, બન્ને જણા જતા હતા એટલામાં હરકીસનદાસે પૂછ્યું: "કેમ વકીલ સાહેબ! તમે કાંઈ વિચારમાં છો ?"

મહેતાએ ચોંકીને કહ્યું: "નહીં વિચાર શાનો ?"

બન્ને ઑફિસમાં પહોંચ્યા. ત્યાં તેઓને ખબર પડી કે સેકન્ડ કલાસનું માત્ર એકજ કેબીન ખાલી છે. તેમાં બે માણસોની જગ્યા છે. હરકીસનદાસે તેમાંની એક ટીકીટ ખરીદી લીધી.

ત્યાંથી મહેતા પોતાની ઑફિસમાં ગયો અને હરકીસનદાસ દંત વૈદ્યની શોધમાં નીકળ્યો.

પરન્તુ ખરી રીતે તો મહેતા પોતાની ઓફિસમાં ગયો નહોતો. જ્યાં સુધી હરકીસનદાસ સાથે રહ્યો ત્યાં સુધી તો તે ઑફિસ તરફ

આવ્યો. પણ જ્યાં તે આંખોથી દૂર થયો એટલે મહેતા સ્ટીમરની ટીકીટ ઓફિસમાં પાછો ગયો અને ત્યાંના કલાર્કને કહ્યું: "મારા મિત્રનો એવો ઈરાદો છે કે મારે પણ તેની સાથેજ મુસાફરી કરવી. માટે મહેરબાની કરીને બીજી ટીકીટ મને આપો."

"સારી વાત છે." એમ કહીને કલાર્કે પૈસા લઇને બીજી ટીકીટ મહેતાને આપી. મહેતા ત્યાંથી ખુશ થતો રવાના થયો.

હુરકીસનદાસવાળાં કેબીનની બીજી ટીકીટ મહેતાએ ખરીદી તો ખરી પણ તેની સાથે પોરબંદર જવાનો તેનો વિચાર નહોતો. પણ મોરબી બન્દરે સ્ટીમર ઉભી રહે ત્યાર પહેલાં પોતાનું ધારેલું કામ પૂર્ણ કરી ત્યાંજ ઉતરી પડવાનું મનમાં નક્કી કર્યું હતું. જેથી જતા રહેતાં લાખ રૂપીઆ પાછા હાથમાં આવશે એમ મહેતા ધારતો હતો. પણ મનનું ધારેલું મનમાંજ રહી જાય છે "માણુસ ધારે છે શું અને ઇશ્વર કરે છે શું ?"

---

## પ્રકરણ ચોથું. સ્ટીમરમાં ખૂન !

મહેતા વકીલે પોતાનો ચહેરો બદલવા માટે નકલી દાઢી મૂચ્છ અને માથા પરના બાલ વેચાતા લઈ મુસલમાની પોષાક ધારણ કર્યો. તે વખતે કોઇની એમ કહેવાની તાકાત નહોતી કે આ મહેતા વકીલ છે. જોનારાઓ એમ સમજતા હતા કે એ કોઈ મોટા મુસલમાન સોદાગર છે-

સ્ટીમરના ઉપડવાના વખતથી પાંચેક મિનટ પહેલાં મહેતા પોતાના કેબીનમાં જઇને બેઠા. સ્ટીમર ચાલુ થઇ એટલે તે કેબીનમાં સુઈ ગયો. કોઇને મળવાની અગર કોઈ સાથે વાતચીત કરવાની તેની હિમ્મત ચાલી નહીં. સ્ટીમરના રસોયાએ ખાવાને માટે પૂછયું ત્યારે તેણે કહ્યું: "મારી તબીયત સારી નથી માટે હું ખાવાનો નથી."

સ્ટીમર ઉપડી તે વખતે સન્ધ્યા સમય હતો. ચારે બાજુ સન્ધ્યાની અનુપમ છબી આંખોને આનંદ પમાડવા લાગી. સ્નિગ્ધ અંધકારમાં સમુદ્ર જાણે લીલાં ઝાડ ઉપર સફેદ ફીણથી હાસ્ય વેરતો હોય એવો જણાતો હતો. ધીમે ધીમે અન્ધકાર ધાડો થતો હતો. જગતે મ્લાન સ્વરૂપ ધારણ કર્યું હતું પણ આકાશમાં મનોહર ચન્દ્રનો ઉદય થવાથી સમુદ્ર રૂપેરી કિરણોથી ઉજ્જવળ થઇ ગયો. જ્યાં નજર દોડાવીએ ત્યાં સફેદ સમુદ્ર, સફેદ આકાશ; અને જ્યોત્સ્ના એ ત્રણ વસ્તુઓજ દેખાતી હતી, સ્ટીમરની કેબીનમાં વિજળીસી બત્તીઓ ઝગમગવા લાગી. તેના પ્રકાશમાં કેબીનને બરાબર નિહાળી દીવાલ તરફ મ્હોં રાખી મહેતા સૂઇ રહ્યો. તેને એવો ડર હતો કે રખેને હુરકીસનદાસ કેબીનમાં આવી મને ઓળખી લે.

ઘણી રાત વીતી ગયા પછી હુરકીનદાસ ડેક ઉપરથી ઉતરી કેબીનમાં આવ્યો. તેણે જોયું તો એક ભલો મુસલમાન દીવાલ તરફ મ્હોં રાખી સૂઈ રહ્યો છે. પોતાના સાથીને સૂતેલો સમજી હુરકીસનદાસ બત્તી બૂઝાવી સૂઇ ગયો.

મહેતા વકીલ ધડકતી છાતીએ ગુપચૂપ પડી રહ્યો. જ્યારે બીજો મુસાફર ઘોરવા લાગ્યો ત્યારે તે ધીમે રહીને ઉઠ્યો. તેણે ધીરે રહીને એક તીક્ષ્ણ છરો પોતાનાં વસ્ત્રમાંથી બહાર કાઢ્યો અને સૂતેલા હુરકીસન; દાસનાં મ્હોં ઉપર ડાબે હાથે રૂમાલ દબાવી જમણા હાથે તેનાં ગળામાં છરો ખોશી દીધો !

હુરકીસનદાસ જરા તરા ચું ચાં કરીને ઠંડો થઈ ગયો મહેતા થોડીવાર સુધી હાલ્યા ચાલ્યા સિવાય ત્યાં ઉભો રહ્યો. તેણે મુડદાંનાં મુખપર એક કપડું ઢાંકી દીધું. પોતાના હાથથી જેનું જીવન સમાપ્ત કરી નાખ્યું તેને જોવાની કોની મરજી થાય ? શીરપર વસ્ત્ર નાખી વિજ-

ળીની બત્તી સળગાવી મહેતાએ જોયું તો લોહી નીચે પડેલું નહોતું પણ પથારી લોહીથી તરબોળ થઈ રહી હતી. મહેતાએ પથારી વાળીને બરાબર ગોઠવી દીધી. તેનાં હાથે થોડુંક લોહી લાગ્યું પણ તેની તેણે દરકાર કરી નહીં. તેણે વિચાર કર્યો કે: "આ પાણી છે તેનાથી હાથ ધોઇ નાખીશું અને મચ્છરદાનીમાં સૂઈ જઇશ એટલે લોકો જાણશે કે એ નિરાંતે સૂઈ રહ્યા છે. મોરબી બંદરે ઉતરી પડીશું."

મહેતા જાણતો હતો કે હરકીસનદાસે સર્વ નોટો એક થેલીમાં ભરી તે થેલી તેણે કમ્મરે બાંધી હતી. તેણે મુડદાની કમ્મર તપાસી તો ત્યાં નોટની થેલી નહોતી. તે માથે હાથ દઇને એકદમ બેસી ગયો. તે મનમાં વિચારવા લાગ્યો; "અરે પ્રભુ! આ શું થયું? જે નોટને માટે આ ખૂન કર્યું તેનો તો પત્તો પણ નથી કોણ જાણે નોટો ક્યાં ગઈ? બેન્કમાં જમા કરાવી આવ્યો કે આ પેટીમાં મૂકી હશે. હમણાંજ સમય છે પેટી ખોલીને જોઇ લઉં."

તુર્તજ મુડદાનાં ગજવામાંથી પેટીની ચાવી શોધી કાઢી પેટી ઉઘાડી. અંદર કાગળમાં વીંટાળેલી કોઈ મોટી વસ્તુઓ તેને જણાઇ. એમાંથી કોણ જાણે કેવા પ્રકારની દુર્ગન્ધ નીકળતી હતી. શી વસ્તુ છે તે જોવાની તેને જરૂર નહોતી. તુર્તજ તેણે બીજી પેટી ઉઘાડી. તેમા પણ કાગળમાં વીંટાળેલી ચીજોજ હતી જેમાંની એક ગોળ અને બાકીની ચાર લાંબી હતી.

મહેતાએ એક લાંબી વસ્તુને બહાર કાઢી પોતાની જાંગ પર મૂકી તેની ઉપરનો કાગળ ઉખેડી જોયા લાગ્યો તો તે કોઈ માણસનો એક હાથ નીકળ્યો. પછી તેણે પેલી ગોળ વસ્તુનો કાગળ ઉખેડીને જોયું તો માણસનું કાપેલું શીશ તેમાંથી નીકળ્યું. "ઓ બાપરે! આ કેવી આફત!" એમ મનમાંજ બોલીને પોતાના બન્ને હાથો વડે પોતાનું

મ્હોં ઢાંકી દીધું! બીજા કાગળોમાં શું છે તે જોવાની તેની હિમ્મત ચાલી નહીં. તેણે જાણ્યું કે: "મું બાઇમાં કોઇનું ખૂન કરી હરકીસનદાસ આ લાશ લઇ જાય છે. ભગવાને તેનું કરણીનું ફળ મારેજ હાથે અપાવી દીધું! પણ તે લાખ રૂપીઆ ક્યાં છે? સર્વ મહેનત ફોકટ ગઈ! નાહક હરકીસનદાસનું ખૂન કર્યું! નક્કી એણે રૂપીઆ કોઇ બીજી જગ્યાએ મૂકી દીધા છે. રૂપીઆ એની પાસે નથી." ત્યાર પછી મહેતાએ કપાયલું પેટીમાંનું શીર ઉલટાવીને તપાસ્યું તો તે એકદમ ચોંકીને બોલી ઉઠયો: "અરે ભગવાન આતો હરકીસનદાસનુંજ માથું છે હું જાણું છું કે સ્વપ્નામાં છું."

મહેતાએ હરકીસનદાસના મ્હોંપરથી વસ્ત્ર ખસેડીને જોયું અને એકદમ બોલી ઉઠયો: "બાપરે બાપ! મેં જેનું ખૂન કર્યું તે કોણ છે!" એટલામાં સ્ટીમરની સીટી સંભળાઈ. મહેતા સમજી ગયો કે મોરબી બન્દર આવ્યું. તુર્તજ તેણે બન્ને પેટીઓ બંધ કરી દીધી. મુડદાંના મ્હોં તરફ મચ્છરદાની ખેંચી બત્તી બૂઝાવી પોતાનાં કપડાં ઠીક ઠીક કરી તે તૈયાર થઇ ગયો. અંદરનો ગભરાટ અંદરજ સમાવી બહારથી તદ્દન બેદરકારી બતાવતો તે ડેક પર ગયો. ત્યાં સ્ટીમરમાંના એક નોકરને તેણે પૂછ્યું: "હવે શું આવશે?"

"મોરબી."

"ત્યાં સ્ટીમર કેટલો વખત ઉભી રહેશે?"

"પેલી નાની સ્ટીમર આવે છે તે ટપાલ આપશે અને અહીંથી બીજી લઇ જશે. એટલે લગભગ એક કલાક સ્ટીમર અહીં થોભશે."

"ત્યારે કિનારે જઇ જોઈ આવીએ તો કાંઇ વાંધો છે?"

"શું તમે જવા માંગો છો?"

" તેમાં વાંધો શું છે? આ જગ્યા જોઇ આવીશું."

" માત્ર એકજ કલાક સ્ટીમર અહીં થોભવાની છે."

" એક કલાક બહુ છે."

ધીમે ધીમે એક નાની સ્ટીમર આવીને મોટી સ્ટીમર સાથે જોડાઇને ઉભી રહી. સ્ટીમરમાં મોટી ધમાચકડી શરૂ થઈ. મોરબી ઉતરનારા મુસાફરો પોતપોતાનો સામાન તૈયાર કરી ઉતરવા લાગ્યા. તે ધમાલમાં મહેતો પણ ઉતરી ગયો. તેના તરફ કોઇએ ખ્યાલ રાખ્યો નહીં. સ્ટીમર પરથી ઉતરી મહેતો મોરબી શહેરમાં અદૃશ્ય થઈ ગયો.

---

## પ્રકરણ પાંચમું. પાછો મુંબઇમાં.

દૂરથી મહેતાએ સ્ટીમરને મોરબીથી રવાના થતી જોઈ. હવેજ તેના જીવમાં જીવ આવ્યો. તે સમજ્યો કે "ખૂનની વાત હજી જાહેર થઈ નથી. અને નવ વાગ્યા સુધીમાં અહીં કોઈ મારી શોધ કરે એમ નથી. ત્યાં સુધીમાં સ્ટીમર ઘણે દૂર નીકળી જશે. એટલે દૂરથી કેપ્ટન સ્ટીમર મોરબી પાછી લાવશે નહીં."

અને થયું પણ તેમજ! સ્ટીમર પાછી આવી નહીં. મહેતો ચિંતા રહિત થયો પણ સ્ટીમરમાં પાછું મુંબાઈ જવું સલામતી ભરેલું નથી એમ સમજી તેણે પોતાનાં નકલી દાઢી મૂચ્છ સમુદ્રમાં ફેંકી દીધાં. પાસે પૈસા હતા તેનાથી બજારમાં જઇ નવો પોષાક ખરીદી ખુશ્કી રસ્તે મોરબીથી મુંબાઇ તરફ રવાના થયો.

મહેતો મુંબાઈ પહોંચ્યો. સ્ટીમરમાં પેટી અન્દર તેણે જે વસ્તુએ જોઈ હતી તેનાથી તે ખરેખરી હકીકત સમજી ગયો હતો.

ભૂલથી મહેતાએ કેબીનમાં જે માણસનું ખૂન કર્યું તે માણસે હરકીસનદાસનું ખૂન કર્યું છે એ જાણીને મહેતા જેવા માણસનાં પણ રૂંવાડાં ઊભાં થઈ ગયાં. તે વિચાર કરવા લાગ્યો "જરૂર ખૂનીએ તે લાશના ટૂકડા કરી પેટીમાં પેક કર્યા હતા અને તેણેજ નોટ ચોરીલીધી હતી. પણ તેની પાસે નોટ નથી એમાં લવલેશ સન્દેહ નથી કારણકે ખૂનીએ જરૂર નોટ વટાવવા અહીં—મુંબાઇમાંજ—કોઇને આપી હરકીસનદાસની લાસને ગૂમ કરવા અથવા સમુદ્રમાં ફેંકી દેવા પોરબંદર જતો હતો. નોટો હજી મુંબાઈમાંજ છે અને તેના નંબર મારી પાસે છે. હવે હરકીસનદાસ તો છે નહીં. નોટો ચોરના હાથમાં જતી રહી છે. એવી સ્થિતિમાં નોટોના નંબરની નોટીશ બેંકમાં મોકલી નોટને વટાવાતી અટકાવી શકાશે. ગમે ત્યાંથી નોટો આવે પણ હવે મારાજ હાથમાં આવશે. કારણ કે નોટ જે કોઈ વટાવવા જશે તે પકડાઈ જશે અને મેં નોટો હરકીસનદાસને આપી તે મારા સિવાય બીજું કોઈ જાણતું નથી. તેની મામીની મિલ્કત જેણે ખરીદી હતી તેણે તો નોટો મનેજ આપી હતી. નોટો કોઈ પણ પ્રકારે બીજે ઠેકાણે જવાની નથી. ચોર જ્યારે જોશે કે નોટો વટાવવાનો હવે ઉપાય નથી ત્યારેજ તે પોતાના સાથીની હકીકત જણાવશે. ત્યાર બાદ તે મારી પાસે આવી કાંઇક લઇને નોટો આપવા આવશે. હું તેને માટે તૈયાર છું."

એ પ્રમાણે મહેતા પોતાના મનમાં હવાઈ કિલ્લા બાંધવા લાગ્યો પણ શું કરવું તે તે નક્કી કરી શક્યો નહીં. મહેતાની માફકજ મુંબઇમાં બીજો એક માણસ પણ ચિંતાથી ગાંડો થઇ રહ્યો હતો. તે આપણો દંતવૈદ્ય જમશેદજી પટેલ હતો.

જમશેદને તેનો નાનો ભાઇ દોરાબ કહી ગયો હતો કે: "પોરબંદર પહોંચતાની સાથેજ હું કાગળ લખીશ;" પણ સ્ટીમર ત્યાં પહોંચ્યાંને

ઘણા દિવસ થઇ ગયા તો પણ તેનો કાગળ આવ્યો નહીં. જમશેદનું હૃદય હોરાબના જેવું સખ્ત નહોતું. તેનું શરીર ચિંતાથી રાત દિવસ પવનથી હાલતા કેળનાં પાંદડાંની માફક કંપતું હતું. તે ગભરાતો હતો. નોટોનું શું કરવું તે જમશેદજીને તેનો ભાઈ કહી ગયો હતો પણ તે પ્રમાણે કરવાનું સાહસ જમશેદજી કરી શક્યો નહીં, જતી વખતે ડૉક્ટરે જ્યાં નોટો છુપાવી હતી ત્યાંજ હજુ પણ એમની એમ પડેલી હતી.

આ બાજુ મહેતાએ પુષ્કળ વિચારને અન્તે નોટને વટાવાતી અટાકવવાનું જ નક્કી કર્યું. તેમાં ભય વિશેષ હતો એ જાણવા છતાં પણ તેણે બેન્કોમાં નોટીસો મોકલી દીધી. તે મનમાં વિચાર કરવા લાગ્યો: "ખૂનની સાથેજ એ લાખ રૂપીઆની નોટ જોડાયલી છે. પરન્તુ ડરવાથી આ સંસારમાં કાંઈ પણ થઈ શકતું નથી."

## પ્રકરણ છઠ્ઠું — અજાણી સ્ત્રી.

જે સ્ટીમરની વાત આગળ અમે કહી ગયા અને જે સ્ટીમર પરથી મહેતા વકીલ નાસી ગયો તે સ્ટીમરના એક ભાગમાંથી કોઇએ બૂમ મારીને કહ્યું અરે માણુસ પડયું ! પાણીમાં માણુસ પડયું !"

લોકોએ જોયું તો ખરેખર એક માણુસ પાણીમાં દેખાયું. એક છોકરી સ્ટીમરનાં રેલિંગ પરથી સમુદ્રની લહેરો જોઇ રહી હતી તે ડોલન ન સમાલી શક્વાથી એકદમ પાણીમાં જઈ પડી. પાસેજ ઉભેલી તેની મા માથાકુટ કરીને રડતી હતી. તુર્તજ એક જુવાન માણુસ સમુદ્રમાં પડેલી બાલિકાના બચાવ માટે કુદી પડયો.

તુર્તજ કેપ્ટને સ્ટીમર ઉભી રાખી. એક સેફ બોટ દરિયામાં ઉતારી અને પાંચ સાત નાવિકો તેમાં રવાના થયા. જે જુવાન પાણીમાં પ્રથમ

કુદ્યો હતો તેણે છોકરીને ડૂબતાં પહેલાંજ પકડી લીધી. અને સાથે રાખીને તરવા લાગ્યો. સેફ્ બોટવાળાએ તેઓને અંદર લઈ લીધા. સ્ટીમરના સર્વ માણસો પેલા જુવાનની પ્રશંસા કરવા લાગ્યાં એ પરોપકારી જુવાન થાકી ગયો હતો. એક માણસ તેને માટે ઉતાવળે નજીકની કેબીનમાંથી કપડાં લઇ આવ્યો અને બીજા સર્વ તેઓની સેવા સુશ્રુષામાં રોકાયાં. આખો દિવસ એવીજ રીતે પસાર થઈ જાત પણ એ વખતે સ્ટીમરમાં એક અદ્‌ભુત ઘટના બનવાથી એ કામ ખોરંભે પડયું.

દશ વાગી ગયા છતાં પણ એક કેબીનમાંનાં મુસાફર ઉઠેલાં ન હોવાથી સ્ટીમરનો નોકર તેને બૂમો મારવા લાગ્યો જ્યારે બૂમો મારવા છતાં કોઇએ ઉત્તર આપ્યો નહીં ત્યારે તે ખાલી બંધ કરેલાં બારણાં ઉઘાડી અંદર ગયો. અને અંદરનો દેખાવ જોઇ તે એક છલાંગ મારી બહાર આવી બૂમ મારવા લાગ્યો કેઃ "આપઘાત કર્યો આપઘાત !"

થોડીક સેકન્ડમાં બોમ્બના ધડાકાની માફક એ ખબર આખી સ્ટીમરમાં પ્રસરી ગઈ. સર્વના મનમાં એમજ આવ્યું કે કેબીનમાંના મુસાફરે આપઘાત કર્યો છે. પણ જ્યારે સ્ટીમરનાં ડૉકટરે તે લાશને જોઈ ત્યારે તેણે માથું હલાવીને કહ્યુંઃ "નહીં; નહીં !"

કેપ્ટને પૂછ્યુંઃ "આપઘાત નહીં તો શું થયું છે?"

ડૉ.—"ખૂન થયું છે!"

કે.—"ખૂન !" અને તે આ સ્ટીમરમાં !

ડૉ.—"હા."

કે.—"અરે એ કેબીનમાં બીજું કોણ હતું ? તે હમણાં કયાં છે ? જુઓ તેને શોધો"

એક જણાએ કહ્યુંઃ તે તો મોરબી જોવા ગયો હતો; ત્યાંથી પાછો આવ્યો કે નહીં તે ખબર નથી."

મહેતાની હવે શોધ થવા લાગી. શોધમાં જણાયું કે તે મોરબીથી પાછો ફર્યો નથી. કેપ્ટને કહ્યું: "ત્યારે તો જરૂર તે નાશી ગયો. હવે એક પણ ઉપાય રહ્યો નથી. આટલે દૂર આવીને આપણે પાછા મોરબી જઈ શકીએ તેમ નથી."

ડૉક્ટર બોલ્યો: "ત્યારે ખૂની તો કોણ જાણે ક્યાંનો ક્યાં નાશી જશે."

કેપ્ટને કહ્યું: "હવે શું કરીએ? અહીંથી પાછા તો ફરી શકાય એમ છેજ નહીં. પોરબંદર પહોંચી કેસ પોલીસને સોંપી દઈશું. ડૉકટર સાહેબ! અહીં જે જે બન્યું છે તે સર્વ તમે લખી રાખો. એ માણસ કેટલા વખતથી મરણ પામેલ છે?"

ડૉકટર.—"દશબાર કલાકથી મરણ પમેલો છે."

કેપ્ટન.—"આપણે સાંજે પોરબંદર પહોંચીશું ત્યાં સુધી સર્વ જેમનું તેમ રહેવા દેવું. કેબીનનો દરવાજો બન્ધ કરી તેના પર શીલ કરી રાખો."

તુર્તજ ડૉકટરે કેપ્ટનનાં કહેવા પ્રમાણે કર્યું સ્ટીમર પોરબંદર પહોંચી એટલે કેપ્ટને કોઇને ઉતરવા દીધા નહીં. અને એકદમ પોલીશને ખૂનની ખબર આપવામાં આવી.

પોલીસે તપાસ શરૂ કરી પણ સ્ટીમર પરના કોઈ પણ મુસાફર પર સન્દેહ રાખવા જેવું ન હોવાથી સર્વને ઉતરવાંનો હુકમ થયો. સર્વે ઉતરવા લાગ્યાં. એ વખતે એક સ્ત્રી કિનારા ઉપર ઉભી ઉભી મુસાફરો તરફ આતુર નયને જોઈ રહી હતી પણ જેને તે શોધતી હતી તે તેને મળ્યો નહોતો. એક પોલીસ અમલદારે તેની પાસે જઇને પૂછ્યું: "તું કોને શોધે છે."

સ્ત્રીએ કહ્યું: "સર્વ મુસાફરો ઉતરી રહ્યા.

અમલદાર.—"બધા ઉતરી ગયા બે એક મુસાફરો રહ્યા હશે."

સ્ત્રી.—"હું જેને શોધું છું તે સ્ટીમરમાંજ હોવો જોઇએ."

અમલદાર—"તું જેને શોધે છે તેનું નામ શું ?"

સ્ત્રી.—"તેનું નામ હરકીસનદાસ છે, તે હજી સ્ટીમરમાંજ છે !"

"તું અહીં ઉભી રહે હું પુછી આવું છું." એમ કહીને તે અમલદારે સ્ટીમરના કેપ્ટન પાસે જઇને કહ્યું: "એક સ્ત્રી—હરકીસનદાસ નામના કોઇ મુસાફરને શોધે છે."

અમલદારનું કહેવું સાંભળીને એક પોલીસનો માણસ તે સ્ત્રી પાસે ગયો અને તેને પુછ્યું: "તું કોને શોધે છે ?"

સ્ત્રી.—"હરકીસનદાસને." તે મારા ધણી થાય છે,

પોલીસ અમલદારે તેને સમજ્યા વગરજ કહ્યું "જુઓ હું પોલીસનો માણુસ છું—

સ્ત્રી.—ગભરાઇને બોલી. પોલીસ ? શું સર્વ ભેદ ઉઘાડો પડી ગયો ? કે કેદ પકડાયા ?"

પોલીસ અમલદાર સમજ્યો કે આમાં કાંઈ ગોટાળો છે. તેથી તે સ્ત્રીને સાથે લઇને તે સ્ટીમરમાં આવ્યો.

ત્યાં આવ્યા પછી તેણે પૂછયું: "તમારા ધણી આ સ્ટીમરમાં મુંબઇથી બેઠા'તા."

સ્ત્રી બોલી: "તે હું જાણું છું."

પો૦ અ૦—"તેને તો કોઇએ મારી નાખ્યા છે."

"મારી નાખ્યા છે ?" એટલું બોલીને તે સ્ત્રી એકદમ નીચે બેસી ગઈ. તેને બેશુદ્ધ થતી જોઇને પોલીસ અમલદારે તેનાં મ્હો પર પાણી છાંટી કહ્યું: "જુઓ ગભરાવાથી કાંઇ વળવાનું નથી. મરવું જીવવું સર્વને

માટે છે. તમે દ્રઢ હૃદય રાખો તો હું તમને તમારા પતિની લાશ બતાવું.
તેને ઓળખવાની જરૂર છે.” એમ કહીને તે સ્ત્રીને તે લાશ જે ઓરડામાં
હતી ત્યાં લઇ ગયો.



## પ્રકરણ સાતમું. તુલસી.

સ્ત્રીએ કેટલોક વખત સુધી એકી નજરે તે લાશને જોઇ પછી
ગાંડીની માફક હસી, અને પછી રડીને તુર્તજ પાછી બેભાન થઇ ગઇ

તે એમજ જાણતી હતી કે હું મારા પતિનીજ લાશને જોઈશ
પણ તેણે ત્યાં બીજી પણ એક લાશને જોઇ. જ્યારે તે શુદ્ધિમાં આવી
ત્યારે તે સ્ટીમરની ડેક ઉપર પડેલી હતી. રાત્રિ પડી ચૂકી હતી, અંધારૂં
થયું હતું અને સ્ટીમરમાં બત્તીઓ બળતી હતી. તે વખતે તે સ્ત્રી પાસે
કોઈ નહોતું, હવે શું કરવું તેનો તે વિચાર કરવા લાગી. તે મનમાંજ
કહેવા લાગી: “જરૂર કોઇ મારા સ્વામીનું નામ ધારણ કરી આ સ્ટીમરમાં
આવતું હતું અને મારા શેઠની સર્વ વાતો જાણવાથી તેણેજ મારા સ્વામીને
મારી નાખ્યો છે.” એવા વિચારથી તેને અત્યંત ડર લાગ્યો.

ખરેખર હરકીસનદાસ એક અભણ ખેડૂત હતો. પોતાનાં નામની
સહી કરવા સિવાય તે વધારે ભણેલો ન હતો. તેણે પોતાના હિસાબનું અને
કાગળ પત્રનું કામકાજ કરવા ગોપાળદાસ નામના માણસને રાખ્યો હતો.
ગોપાળદાસની સ્ત્રી તુલસી પણ હરકીસનદાસને ઘેરજ રહેતી હતી.

જ્યારે મુંબઇના વકીલ મહેતાએ હરકીસનદાસને તેની મામીના
મરણ અને તેની મિલ્કત વિષે લખી મોકલ્યું ત્યારે ખૂબ વિચાર કરીને
મુનીમ ગોપાળદાસે તે કાગળ છૂપાવી રાખ્યો. હરકીસનદાસને કોઇ પણ
પ્રકારની ખબર કરી નહીં; પણ રાતના પોતાની સ્ત્રી તુલસી સાથે સલાહ

કરી અને બન્નેએ એવો વિચાર કર્યો કેઃ—"લાખ રૂપીઆ છે. વગર મહેનતે આપણે લખપતિ થઇ જઇશું અને હુરકીસનદાસને લેશ પણ ખબર પડશે નહીં." એવો વિચાર કરી શેઠ પાસે રજા લઈ હુરકીસનદાસ બનીને ગોપાળદાસ મુંબાઈ તરફ રવાના થયો.

તુલસીને મુંબાઇથી ગોપાળદાસે બે ત્રણ કાગળો લખ્યા હતા. તેમાંથી છેલ્લા કાગળમાં તેણે લખ્યું હતુંઃ 'કામ પૂરૂં થઈ ગયું છે કાલે સ્ટીમરમાં રવાના થઇશ." અને તેથીજ તુલસી જાણતી હતી કે હુરકીસનદાસના નામથી આજ મારો સ્વામી આ સ્ટીમરમાં આવશે. અને તેથીજ તે કીનારે સામે ગઇ હતી. પણ ગોપાળદાસ તો આવ્યો નહીં. તેનાં નામથી બીજો કોઇ આવ્યો, પણ તેનું તો કોઇએ ખૂન કર્યું!

સ્ટીમરનાં માણસોએ તુલસીને મૂર્છિત થતી જોઇ હતી. હવે તે શું કરે? મરેલાને પોતાના સ્વામી તરીકે ન સ્વીકારે એ ચાલી શકે તેમ નહોતું, કારણ કે એ વાત કાંઇ છૂપી રહેવાની નથી. તેના સ્વામીએ શું શું પ્રપંચો રચ્યા છે તે પણ જાહેર થઇ જશે.

શુદ્ધિમાં આવ્યા પછી પણ તુલસી વિચાર કરતી ઘણી વાર સુધી ડેક પરજ પડી રહી. તેને વિચાર કરતાં એક ઉપાય જડયો. તેણે ત્યાંથી નાસી જવાનો વિચાર કર્યો. ધીમે ધીમે તે ઉઠી અને સ્ટીમર પરથી ઉતરીને નાઠી. તેને જતાં કોઈએ જોઈ નહીં. રાતના નેરાતના તે પોતાના શેઠ હુરકીસનદાસને ત્યાં આવી પહોંચી. તેનું ઘર પણ તેનાં શેઠની નજીકજ હતું.

હુરકીસનદાસનું ઘર પોરબંદર શહેરથી પાંચ ગાઉ દૂર હતું. ખેતરોની વચ્ચેજ તેનું ઘર હતું. ઘણા માણસો રાખીને તે ખેતી કરતો હતો.

સંતતિમાં હુરકીસનદાસને માત્ર એકજ પુત્રી હતી. તેનું નામ વિમળા હતું વિમળાની માતાએ તેને નાનપણમાં મૂકી સ્વર્ગમાં સંચરી હતી.

વિમળા અત્યારે સોળ વર્ષની સર્વાંગ સુન્દર સુન્દરી હતી. યુવાની તેના સર્વ અંગમાં વ્યાપી રહી હતી. શરીરના સર્વ અવયવો લાવણ્યતાથી ખીલી રહ્યા હતા. વિમળા જો કે સોળ વર્ષની હતી તોપણ તેનાં મુખ પરથી બાળકની નિર્દોષતા હજી નષ્ટ થઇ નહોતી. યોગ્ય વરના અભાવે હજી તેનાં લગ્ન થયાં નહોતાં. તેમ હરકીસનદાસ પોતાની પુત્રીનો વિયોગ સહન કરી શકે તેમ ન હોવાથી તેણે વિમળાનાં લગ્ન તરફ ધ્યાન આપ્યું નહોતું. હરકીસનદાસતો હજી પોતની પુત્રીને બાલીકા સમજતો હતો.

તુલસીના જતા રહ્યા પછી સ્ટીમરમાં માણસોએ તેને બહુ શોધી પણ તેનો પત્તો લાગ્યો નહીં. પોલીસ બીજે દિવસે લાશ અને બન્ને પેટીઓ લઇ ગઈ અને તે બન્ને લાશના ખૂનીને શોધવા પુષ્કળ પ્રયત્ન કરવા લાગી, છતાં તેનો કશોય પત્તો લાગ્યો નહીં...તુલસી જે વખતે હરકીસનદાસને ત્યાં પહોંચી તે વખતે ત્યાં મુંબાઇથી એક મહેમાન આવેલો હતો. તેનું નામ જયંત હતું. તે યુવાન હતો, સ્વરૂપવાન હતો ભણેલો હતો પણ આળસુ હતો. કોઇ પણ કામ કરવું એ તેને પસન્દ નહોતું. તેનાં સગાં સંબંધીઓએ જોયું કે–તે આ મોહમયી મુંબાઇ નગરીમાં વધારે આળસુ થઇ જશે તેથી તેઓ એ હરકીસનદાસને ત્યાં તેને મોકલી આપ્યો કારણ કે હરકીસનદાસ તેનો દુરનો સગો થતો હતો.

જયંતનું કોઈ નજીકનું સગું નહોતું. ન્યાતના ફંડમાંથી તે ભણ્યો હતો તેનો પિતા એક પણ પૈસો મૂકી ગયો નહોતો. તેથી સર્વ તેને મુંબાઇથી વિદાય કરી ચિંતા રહિત થયા.

જયંતને એથી કાંઈ પણ દુઃખ થયું નહીં ! તેને દેશ જોવાનો ઘણો શોખ હતો તેથી તે કાંઇ પણ આનાકાની વિના પોરબંદર આવી પહોંચ્યો. સ્ટીમરમાંથી જે બાલિકા સમુદ્રમાં પડી હતી અને તેને જે

યુવાને બચાવી હતી તે યુવાનજ આ જયંતજ હતો. ગોપાળદાસ ગેરહાજર હોવાથી, હરકીસનદાસે જયંતને ગોપાળદાસના કામ ઉપર નીમ્યો. તુલસીએ સ્ટીમરપર જઇ હરકીશનદાસના નામથી ગોપાળની કરેલી તપાશ. અને ત્યાં જે જોયું હતું તે પોતાના પેટમાંજ છુપાવી રાખ્યું હતું.

---

## પ્રકરણ આઠમું. વિમળા.

જયંતના આવ્યા પછી એક દિવસ હરકીસનદાસે પોતાની પુત્રીને બુમ મારી: "વિમળા! આમ આવ!"

હવામાં ઉડતાં એક નાનાં ફૂલની માફક વિમળા પિતાની સામે આવીને ઉભી રહી. તેને પોતાની નજીક બેસાડીને હરકીસનદાસે કહ્યું: "વિમળા! જયંતને અહીં આવ્યાને બે મહિના થયા છે. એટલામાં તો તે તને ચાહે છે. પણ તેમાં તેનો કાંઇ વાંક નથી."

લજ્જાથી વિમળાનું મુખ રાતુંચોળ થઇ ગયું. નીચી દ્રષ્ટિએ પિતાના પગ તરફ જોઇને તે બોલી: "તે માણસ તો સારો છે પિતાજી—"

હરકીસનદાસે કહ્યું: "શું તું પણ તેને ચાહે છે? ઉપરથી તો માણસ સારો જણાય છે. ભણ્યો ગણ્યો છે પણ ઉપરના ચળકાટવાળી સર્વ ચીજો સારી ગણાતી નથી."

વિમળાએ કહ્યું: "પિતાજી! તમે મને ભણાવી છે એટલે હું એવા કેળવાયલા માણસ સાથે બોલું ચાલું નહીં તો કોની સાથે બોલું? અહીં બાકીના તો બધા અભણ મજૂરો છે."

હરકીસનદાસે કહ્યું: "તારી વાત સાચી છે પણ યાદ રાખજે કે એની પાસે એક પણ કોડી નથી."

વિમળા બોલી: "પિતાજી! હું પૈસાને તુચ્છ ગણું છું."

હર.—"પૈસાજ જગતમાં સર્વ કાંઈ કરી શકે છે."

વિમળા.—"તમે ભલે એમ સમજો પિતાજી ! પણ જેની સાથે આખી જીંદગી ગીતાડવાની છે તેની પાસે પૈસા નહીં હોય તો ચિંતા નહીં માત્ર તેનામાં સારા ગુણો હોવા જોઇએ. પૈસો સદા રહેતો નથી અને તે તો સદ્‌ગુણોથીજ મેળવાય છે."

હરકીસનદાસ વિમળાને પ્રાણથી વધુ ચાહતો હતો. તેનો વિચાર પુત્રીનાં લગ્ન કોઈ ધનાઢ્યના પુત્ર સાથે કરવાનો હતો. પણ પુત્રીનો મનોભાવ જોઇને તેની એ આશા નિરાશામાં ફેરવાઈ ગઈ.

થોડીવાર રહીને વિમળાએ કહ્યું: "પિતાજી તમે પણ તેને બહુ ચાહોછો ને !"

હરકીસને કહ્યું: "હા વિમળા ! પણ મારાં અને તારાં ચાહવામાં અસ્માન અવની જેટલો ફરક છે ! બીજું એ આળસુ છે તેમજ ગરીબ છે. એવા માણસ સાથે તારાં લગ્ન થવાથી તું કેવી આફતમાં પડીશ ?"

વિમળાએ પોતાનું મસ્તક ઉંચું કરીને કહ્યું: "પિતાજી ! જે ગરીબ છે તે સદા ગરીબ રહેતા નથી. સદ્‌ગુણથી સર્વના દિવસ ફરે છે."

કાંઈ પણ બોલ્યા સિવાય હરકીસને વિમળાને બીજાં કામે મોકલી મનમાં વિચાર કરવા લાગ્યો: "ગોપાળદાસ વહેલો આવે તો સારૂં કે તુર્તજ જયંતને અહીંથી વિદાય કરી દઉં." પણ તેને કયાં ખબર છે કે ગોપાળદાસની લાશના ટુકડાને પોરબંદરમાં પોલીસે બાળી મૂક્યા છે !

**પ્રકરણ નવમું. રમણી કે રાક્ષસી ?**

કેટલાએ મહિના વીતી જવા છતાં પણ તુલસીને પોતાના પતિના કાંઈ વધુ સમાચાર મળ્યા નહીં. પોતાના પતિને માટે તે અત્યંત વ્યાકુળ રહેતી હતી પણ મનની વાત કોઇને કહી શકતી નહોતી. તેનું હૃદય અસહ્ય વેદનાઓથી ફાટી રહ્યું હતું.

તુલસી જાણતી'તી કે જયંત પણ એજ સ્ટીમરમાં આવ્યો હતો પણ ડરને લીધે તેને કાંઈ પણ પૂછી શકતી નહોતી. ધીમે ધીમે તે ગાંડી થવા લાગી.

એક દિવસ જયંતનું એક કપડું જોઇને તે ખૂબ ગુસ્સે થઈ. તે મનમાંજ કહેવા લાગીઃ "આ કપડું તો મારા ધણીનું છે. જરૂર એણેજ મારા સ્વામીનું ખૂન કર્યું છે. નહીં તો એની પાસે એ કપડું ક્યાંથી આવે. કપડાં પર મેં મારા હાથે જે નિશાન ભર્યું હતું તેજ એ નિશાન છે." મારા ધણીનો એજ ખુની છે; તુલસી અન્ય સર્વ વાતો ભૂલી ગઈ માત્ર એકજ ચિન્તામાં તે તલ્લીન બની ગઇ કે હવે જયંતનો જીવ શી રીતે લેવાય ? એક દિવસ તેણે વિચીત્ર ઉપાય શોધી કાઢ્યો. જયંતને એકલો પોતાની પાસે બોલાવીને કહ્યું: "વિમળાએ તમને પૂર્વ બાજુના ખંડેરમાં બોલાવ્યા છે."

જયંતે પૂછ્યું: "તે એકલી ત્યાં શું કરે છે ?"

તુલસીએ સ્હેજ ક્રોધથી કહ્યું: "તમારે જવું હોય તો જાઓ નહીં તો કાંઈ નહીં. પણ એ વાત કોઇને કહેશો નહીં. વિમળાએ ના કહ્યું છે."

"કાંઇ ચિન્તા નહીં હું હમણાંજ ત્યાં જાઉં છું" એમ કહીને જયંતે ઝપાટા બન્ધ તે ખંડેર તરફ ચાલવા માંડયું.

પહેલા એ ખંડેરમાં હરકીસનદાસનાં ઢોર ઢાંખર રહેતાં હતાં. પણ તે બહુ જૂનુ થઈ જવાથી હવે બીજી જગ્યાએ ઢોર રાખવામાં

આવતાં હતાં. એ ખંડેરની પાસેજ એક જૂનો કુવો હતો તે પણ ઘણી જગ્યાએથી ભાંગી ગયો હતો.

જયંત જાણતો હતો કે વિમળા કોઇ દિવસ ઘરની બહાર જતી નથી તો પછી આજે શા માટે તે ખંડેર પાસે ગઇ તે તે સમજી શકયો નહીં. પ્રેમ આંધળો હોય છે. કાંઇ પણ ઝાઝો વિચાર કર્યા સિવાય જયંત એકદમ ખંડેર નજીક આવી પહોંચ્યો, પણ ત્યાં કોઈ નહોતું. કોઇને ત્યાં ન જોવાથી તે વિચાર કરવા લાગ્યો: "મને અવતાં વાર થઇ તેથી વિમળા જતી રહી હશે? નહીં તો વખતે અહીં આવીજ નહીં હોય; પણ ત્યારે તુલસીને જૂઠું બોલવાની શી જરૂર!" એટલામાં ખંડેરની ભાગેલી દિવાલની એક બાજુએથી આવીને કોઇએ જયંતને ધક્કો માર્યો. તે તદ્દન અસાવધ હતો. ધક્કો ન સમાલી શક્વાથી તે એકદમ કુવામાં જઇને પડયો.

કુવામાં હાથેક પાણી અને કેટલોક કાદવ હતો તેથી જયંતને બહુ વાગ્યું નહીં. તો પણ એકદમ અંદર પડવાથી તે બેભાન થઈ ગયો! થોડા વખત પછી તે શુદ્ધિમાં આવ્યો. તેણે ઉપર જોયું તો પોતે ત્રીસ ચાળીસ હાથ નીચે પડેલો જણાયો. અંદર અંધારૂં હતું. કુવાના કાંઠા પર સૂર્યાસ્તની ફીકી લાલાશ જણાતી હતી.

એટલામાં કોઇ "જયંત જયંત" એમ બુમ પાડતું સંભળાયું. એ સાંભળીને જયંતે અંદરથી કહ્યું: "અરે કોણ છે! જે હોય તે મને દોરડું મૂકી કુવામાંથી કાઢો અને મારો પ્રાણ બચાવો!"

જવાબમાં—કુવાનાં કાંઠા ઉપર કોઇ ખડખડ હસવા લાગ્યું. અને પછી તે દાંત પીસીને બોલ્યું: "જો જયંત! તેં સ્ટીમરમાં મારા ધણીને મારી નાખ્યો છે. તેથી મેં તારો પ્રાણ લીધો છે. હવે કુવામાંજ ભૂખે તરસે તરફડીને મરી જા!" મેં મારાં ધણીનું વેર વસુલ કીધું છે...

ત્યાર પછી જયંતને કાંઈ પણ સંભળાયું નહીં. કંઠ સ્વર ઉપરથી તે જાણી શકયો કે બોલનાર તુલસી હતી. તેજ રાક્ષસી જયંતને કાળની દાઢો વચ્ચે સપડાવી ચાલી ગઈ!

યુવાવસ્થામાં મરવાનું કોને ગમે ? જયંતે ઉપર આવવા પુષ્કળ પ્રયત્નો કર્યાં પણ તે ફાવ્યો નહી આખરે થાકીને તે પાણીમાં બેસી ગયો. બેઠા બેઠા તે વિચાર કરવા લાગ્યોઃ "તુલસી કહેતી'તી કે સ્ટીમરમાં તેં મારા સ્વામીનું ખૂન કર્યું છે." એ અપરાધ તો બહુ ભારી છે. પણ સ્ટીમરમાં તો બે માણસોની લાશ હતી. એકનું ગળું કપાયલું હતું. અને બીજાનાં શરીરના ટૂકડે ટૂકડા થઇ ગયા હતા. એમાં ગોપાળદાસને માટે કાંઇક ભેદ હોય એમ જણાય છે ઠીક છે જોઇશું. "પરન્તુ જોઈશું કેવી રીતે હું તો ભૂખે આ કુવામાંજ મરણ પામીશ."

---

## પ્રકરણ દશમું. જયંત ભૂત !

જયંત ઘણા વખત સુધી કુવામાં ગુપચૂપ બેસી રહ્યો,જીવ બચાવવાની ઇચ્છા મનુષ્યની સ્વાભાવિક કૃતી છે. તે પોતાની જગ્યાએથી ઉઠી જોવા લાગ્યો કે કાંઇ ઉપાય જડે છે ? પરન્તુ ચાલીશ હાથ નીચેથી શી રીતે ઉપર જવાય ? અંધારૂં એટલું હતું કે કાંઈ પણ જોઇ શકાતું નહોતું. જયંત નિરાશ થઇને પાછો બેસી ગયો. થોડીવાર રહીને પાછો ઉઠયો. "કુવામાં ઉતરવાને કડાં જરૂર જડેલાં હશે. એ વિચારથી તેનું હૃદય આશા અને ઉત્સાહથી ભરાઈ ગયું. તેણે અંધારામાં દીવાલને હાથ ફેરવ્યો પણ કડાં જડયાં નહીં. પાછો નિરાશ થઇને તે દીવાલ સાથે પીઠ લગાડી ઉભો રહ્યો. તે વખતે તેના બરડા સાથે એક લોઢાનું કડું લાગ્યું. તુર્તજ ધોતીઆંનો કચ્છો મારી તેણે એક પગ તે કડાં ઉપર મૂકયો અને બીજું

કડું શોધવા લાગ્યો. તેને બહુ મુશ્કેલી નડી નહી. તેને એક પછી એક એમ કરતાં કડાં જડવા લાગ્યાં એટલે એક કલાકમાં જયંત કુવામાંથી બહાર આવ્યો.

કેટલોક સમય વિશ્રાંતી લઇને ધીમે ધીમે તેણે ઘર તરફ ચાલવા માંડયું. પ્રથમ તે તુલસી પાસે ગયો. કારણ કે જયંતના મનમાં એમ હતું કે મને જોઇને તુલસી જોઇએ વારૂ શું કહે છે.

હરકીસનદાસનાં મકાનની પછવાડેના એક નાના મકાનમાં તુલસી રહેતી હતી. તેનાં ઘરનું બારણું ઉઘાડું હતું. દીવો અંદર બળી રહ્યો હતો. જયંતે બહારથી જોયું તો તુલસી કપાળ પર હાથ દઇને બેઠી છે. તુલસીએ જયંતને જોતાંજ બૂમ મારી કે: "ભૂત! ભૂત!!"

તુલસીની બૂમ સાંભળીને ચારે બાજુથી માણસો દોડી આવ્યાં તેમાં હરકીસનદાસ પણ હતો. જયંતને જોતાંજ તે બોલી ઉઠયો: "અરે જયંત! તું અત્યાર સુધી ક્યાં ગયો હતો? હું સમી સાંજનો તને શોધ્યા કરૂં છું."

એક બાજુએ લઇ જઇને જયંતે હરકીસનદાસને સર્વ હકીકત જણાવી. તેમાં ગોપાલદાસનાં ખૂનની હકીકત પણ કહી. અને છેવટે કહ્યું: "તુલસી તો તેથી ગાંડી થઈ ગઈ છે."

"ત્યારે શું ગોપાળદાસ માર્યો ગયો છે?" હરકીસનદાસે આશ્ચર્ય-ચકિત થઇને પૂછયું.

જયંતે કહ્યું: "તુલસી એમ કહે છે. હું શી રીતે કહી શકું?" આટલું કહી તે ચુપ રહ્યો.એટલામાં તેણીએ બૂમ મારી: "ભૂત છે! ભૂત છે!!"

તેજ દિવસે તુલસીને પુષ્કળ તાવ આવ્યો અને તે બેભાન થઈ ગઇ. તેને જોનારાઓ એમ કહેતા કે! "તુલસી હવે બચવાની નથી."



## પ્રકરણ અગીયારમું.　　ક્રોધાવેશમાં.

હરકીસનદાસે તુલસીની દવા દારૂનો પૂર્ણ બંદોબસ્ત કરવાથી લગભગ પંદર દિવસે તેને કાંઇક આરામ થયો. જ્યારેતે સાજી થવા આવી ત્યારે એક દિવસ સન્ધ્યા સમયે હરકીસનદાસ અને જયંત તુલસી પાસે ગયા. તુલસી માત્ર તેઓ ઉપર ગભરાયલી દ્રષ્ટિ નાખી કાંઇ પણ બોલ્યા વિના બેસી રહી એટલે જયંતે પૂછ્યું: "તુલસી! હું તો ઈશ્વર કૃપાથી બચ્યોછું. પણ મને શા માટે તમે મારી નાખવા તૈયાર થયાં હતાં?"

"તમે મારા સ્વામીનું ખૂન કર્યું તેથી." તુલસીએ કહ્યું.

"તમે શા ઉપરથી જાણ્યું કે મેં તમારા સ્વામીનું ખૂન કર્યું છે?" જયંતે પૂછ્યું.

"તમે મારા સ્વામીનું ખૂન નથી કર્યું તો પછી તમે તેનું કપડું શી રીતે પહેર્યું?" તુલસીએ પ્રશ્ન પૂછ્યો.

જયતે કહ્યું: "તમારૂં મગજ બગડી ગયુ છે તેથી તમને એવી ભ્રમણા થાય છે."

"તમે મારા સ્વામીનું જે કપડું પહેર્યું છે તેના ઉપર મેં મારે હાથે નિશાન ભરેલું છે અને તમે કહોછો કે તને ભ્રમણા થાય છે એ હું સત્ય શી રીતે માનું?" તુલસીએ ક્રોધાવેશમાં આવીને કહ્યું.

જયંતે જણાવ્યું: "હા; હા; યાદ આવ્યું સ્ટીમરમાંથી એક છોકરી સમુદ્રમાં પડી ગઈ હતી તેને બચાવવા હું સમુદ્રમાં પડયો ત્યારે મારાં વસ્ત્રો બદલાવવા મને એક જણાએ એ કપડું આણી આપ્યું હતું. તો એ કપડું તમારા સ્વામીનું હોય તો તો જરૂર તે સ્ટીમરમાં હોવો જોઇએ. વારૂ તમને શી રીતે ખબર પડી કે તેનું ખૂનજ થયું છે?"

તુલસી બોલી: "મારા સ્વામીનો મારા ઉપર મુંબાઇથી પત્ર આવ્યો હતો તેથી હું સ્ટીમર પર ગઈ હતી. એક લાશ મેં જોઈ હતી અને હું ધારૂં છું કે બીજી લાશ મારા પતિનીજ હતી."

અત્યાર સુધી હરકીસનદાસ ચૂપ બેસી રહ્યો હતો તેણે તુલસીને પૂછ્યું: "ત્યારે શું ગોપાળદાસ મુંબઈ ગયો હતો?"

તુલસીએ કહ્યું: "હા; અને તેણે **લાખ રૂપીઆ** ચોરી લીધા છે. પણ તે વાત તમે જાણતાં નથી."

હરકીસનદાસ હસવા લાગ્યો અને પછી બોલ્યો: "**લાખ રૂપીઆ** તો મેં મારી આંખોથી આખી જીંદગીમાં જોયા પણ નથી, તો પછી તે ચોરે ક્યાંથી? શું હજી પણ તારૂ ગાંડપણ ગયું નથી!"

તુલસી બોલી: "તમે મને ગાંડી ગણો છો પણ હું જે કહું છું તે સાચુંજ કહું છું. તમને ખબર છે:—તમારી એક મામી મુંબઇમાં હતી."

હરકીસનદાસે હવે ચોંકીને પૂછ્યું: "તે તેં કેમ જાણ્યુ?"

તુલસીએ કહ્યું: "મારા સ્વામી કહેતા હતા કે શેઠની મામી **લાખ રૂપીઆ**ની મિલ્કત મૂકીને મરણ પામી છે."

હરકીસનદાસ હવે કાંઇ પણ બોલી શક્યો નહીં. માત્ર તુલસીનાં મ્હોં સામેજ જોઈ રહ્યો, એટલે તુલસીએ કહેવા માંડ્યું: "તમારી મામીની મિલ્કત તમને મળી એવો પત્ર તેના વકીલનો અહીં તમારા ઉપર આવ્યો, તે કાગળ મારા પતિએ તમોને ન બતાવતાં છૂપાવી દીધો હતો. અને તેજ રૂપીઆને વાસ્તે તે મુંબાઇ ગયા હતા."

હરકીસનદાસનાં ભવાં ચઢી ગયાં તેણે ગુસ્સાથી કહ્યું: હવે હું સમજ્યો."

જયંતે પણ ડોકુ ધુણાવી કહ્યું: "હું પણ સમજી ગયો."

હરકીસનદાસનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. તેણે કહ્યું: "તે મારા **લાખ રૂપીઆ** ક્યાં છે?"

તુલસીએ કહ્યું: "જરૂર કોઇએ મારા સ્વામીનું ખૂન કરીને તે લાખ રૂપીઆ તેની પાસેથી લઈ લીધા છે."

જયંતે કહ્યું: "વારૂ, તમારા સ્વામીએ તમારા ઉપર જે પત્ર લખ્યો. હતો તે તમારી પાસે છે?"

તુલસીએ કહ્યું: "હા; પેલી પેટીમાં છે. જોઇએ તો લઇ લ્યો."

જયંતે ઉઠીને તુર્ત જ પેટીમાંથી પત્ર કાઢયો અને તે વાંચી તુલસીને પૂછયું: એ "શિવાય તમે બીજું કાંઈ જાણો છો?"

તુલસીએ કહ્યું: ના–"પછી હરકીશનને કહ્યું હવે આપણે ચાલો; આ બાબતની હું તપાસ કરીશ અને કાંઇ પત્તો લાગશે તો તમને જણાવીશ."

હરકીસનદાસ ધીમેથી ઉઠયો કારણ કે અત્યારે તેનું ચિત્ત ઠેકાણે નહોતું. પોતાના વિશ્વાસુ ગોપાળદાસે આવો દગો કરેલો હોવાથી હરકીસનદના ક્રોધનો પાર રહ્યો નહોતો. તે કાંઇ પણ બોલી શકયો નહીં. ચુપચૂપ જયંત સાથે તે તુલસીના ઘરમાંથી બહાર નીકળ્યો.

બહાર એક જગ્યાએ જઇને બન્ને જણા બેઠા. ત્યાં જયંતે પૂછયું: "તમે જે કાંઈ સાંભળ્યું તે તમને ખરૂં લાગે છે?"

હરકીસનદાસ ગુસ્સામાંજ બોલી ઉઠયો: "અરે ખરૂં કેમ ન માનું! તે બદમાશ. પાજી નિમકહરામ—"

જયંતે હરકીસનને બોલતાં અટકાવી વચમાંજ કહ્યું: "ત્યારે મને એ બાબતની તપાસ કરવાનું કામ સોંપો એવી મારી અરજ છે." "તમારા લાખ રૂપીઆ કોણે ચોર્યા છે તેનો હું જરૂર પત્તો મેળવીશ."

હરકીસને પૂછયું: "તમે એ રૂપીઆનો પત્તો મેળવી શકશો?"

જયંતે કહ્યું:" હા પહેલાં કેટલાક દિવસો સુધી ડીટેકટીવનું કામ હું શીખ્યો છું. મુંબાઈ જઇને હું એનો જરૂર પત્તો મેળવીશ. પ્રથમતો

મારે એ જોવું પડશે કે પેટીમાંથી જે લાશ મળી આવી છે તે ગોપાળદાસનીજ છે કે કોઈ બીજાની"

હરકીસને કહ્યું: "વારૂ પછી શું કરશો ?"

જયંતે કહ્યું: "પ્રથમ હું એની તપાસ કરીશ કે તમારી મામીના વકીલે **લાખ રૂપીઆ** ગોપાળદાસને આપ્યા હતા કે નહીં ? તેણે રૂપીઆ આપ્યા તો હશેજ પણ રોકડા નહીં આપ્યા હોય નોટોજ આપી હશે. તેના નંબરોનો આપણે પત્તો મેળવીશું. રૂપીઆને માટે ખૂન થયું છે એટલે પોલીશ જરૂર મને મદદ કરશે. એમાં ખર્ચ પણ ઝાઝો થશે નહીં."

હરકીસને પૂછ્યું: કેટલા રૂપીઆ ખર્ચ થશે ?"

• જયંતે કહ્યું: "બહુ બહુ તો સો રૂપીઆ!" અને તે તમારો ખર્ચ નકામો નહીં જાય." પણ તમે તમારી મામી વિષે જે જાણતા હો તે સર્વ મને કહો.

હરકીસને કહ્યું: "મારી એક મામી મુંબઈમાં છે; એ સિવાય બીજું હું કાંઈ પણ જાણતો નથી."

જયંત બોલ્યો: "ઠીક હું સર્વ ભેદ શોધી કાઢીશ. તમારી મામી મરી ગઇ છે એટલે તેની મિલ્કત વેચવાને માટે કોર્ટમાંથી હુકમ મેળવ્યો હશે, ત્યાંથી સર્વ હકીકત મને મળી આવશે. મને જો તમે હમણાં સો રૂપીઆ આપો તો હું અહીંથી રવાના થાઉં."

હરકીસને કહ્યું: "રૂપીઆ હું આપું છું. પણ મારે માટે તમે આટલી બધી મહેનત કરવા તૈયાર થયા છો તેના બદલામાં મારે તમને શું આપવું પડશે ? એ બાબત પહેલેથી ચોકખી થવી જોઇએ."

જયંત બોલ્યો: "પહેલાં તમારા રૂપીઆ લઈ આવું પછી આપવા લેવાની વાત થઈ રહેશે. હું તો તમારો નોકર છું તમે જે રાજી ખુશીથી આપશો તે હું લઈશ."

હુરકીસને કહ્યું: "હું એવું પશન્દ કરતો નથી."

જયંતે કહ્યું: "તો હું ખર્ચ માટેના રૂપીઆ માગતો નથી."

હુરકીસને પૂછ્યું: "શું તમારે પૈસાની જરૂર નથી?"

જયંતે કહ્યું: "ના, મારે પૈસાની જરૂર નથી."

હુરકીસને પૂછ્યું: "તો શાની જરૂર છે?"

જયંતે કહ્યું: "તમે નથીજ માનતા તો સાંભળો. તમારૂં કામ કરી તમારા **લાખ રૂપીયા** લાવી તમારા હાથમાં મૂકું પછી તેના ઈનામમાં હું તમારી કન્યા **વિમળા**ના હાથની માગણી કરવાનો છું."

## પ્રકરણ બારમું. તપાસ.

**તેજ** દિવસે **જયંત પોરબંદર** પહોંચ્યો; લાશને માટે તપાસ કરતાં તેને જણાયું કે પોલીસ કાંઇ પણ કરી શકી નથી. તેણે માત્ર લાશના ફોટાઓ લેવડાવી **મુંબઈ** મોકલી દીધા છે.

જયંત પોલીસ સબ ઇન્સ્પેગ્ટર પાસે જઈ લાશને વિષે વાત કરવા લાગ્યો. આખરે સબ ઇન્સ્પેક્ટરે બીજી લાશનો ફોટો આપ્યો. એટલે ઘેરથી ગોપાળદાસનો એક ફોટો **જયંત** પોતાની સાથે લાવ્યો હતો તેની સાથે સરખાવી જોતાં તે લાશ **ગોપાળદાસ**નીજ હતી એમ જયંતને ખાત્રી થઈ.

જયંતને હવે ખાત્રી થઈ કે રૂપીઆને માટે **ગોપાળદાસ**નું કોઇએ ખૂન કરી તેની લાશ છૂપાવવાને માટે ટૂકડા કરી પેટીમાં ઘાલી હતી. અને તેમાં બન્યું એમ કે ખૂની પણ સ્ટીમરમાં માર્યો ગયો છે. ખૂનીના પાસે **લાખ રૂપીઆ** છે એમ સમજી એનું ખૂન કરી મારનાર રૂપીઆ લઇને **મોરબી** બંદરે ઉતરી પડયો છે. 'માટે **મુંબાઈ** ગયા વિના ચોરનો

કે ખૂનીનો પત્તો લાગે તેમ નથી." એમ વિચાર કરી જયંત મુંબઈ તરફ જળ માર્ગેજ રવાના થયો.

ત્યાં જઇ તેણે કોર્ટમાં તપાસ કરી તો તેને માલમ પડયું કે હુરકીસનદાસની મામીની તમામ મિલ્કત મહેતા નામના વકીલે કોર્ટની પરવાનગી લઇને વેચી નાખી છે. જયંતે વિચાર કર્યો કે વકીલ મિ૦ મહેતાને મળી સર્વ હકીકત પૂછું, પણ 'કદાચ મહેતા પણ આ કાવત્રાંમાં સામેલ હોય તો' એવી શંકા આવવાથી તેણે એ વિચાર મુલતવી રાખ્યો. બહારથી મહેતા વકીલની ઑફિશ જોઇ તેની સાથે જુદીજ રીતે કામ પાડવા વિચારી તેના પર એક પત્ર જયંતે લખ્યો:—

"મહેરબાન સાહેબ!"

મેં સાંભળ્યું છે કે આપને એક ક્લાર્કની જરૂર છે. મને કાયદા કાનુન શીખવાનો ઘણો શોખ હોવાથી આપની ઑફિસમાં રાખવામાં આવે તો જરૂર હું કલાર્કનું કામ કરીશ. શીખવાનો મને એટલો શોખ છે કે શીખવવાના બદલામાં તમને થોડો ચાર્જ આપવા પણ હું રાજી છું.

લિ૦ સેવક, "**જયંતલાલ.**"

કાગળ નોકર સાથે મહેતા પાસે મોકલ્યો. મહેતાને ક્લાર્કની જરૂર નહોતી. તો પણ "આવો અવસર મળવાનો નથી કારણકે ક્લાર્ક સામો પગાર આપવા તૈયાર હોવાથી આપણું કામ થશે." એમ વિચાર કરી તુર્તજ મહેતાએ જયંતને બોલાવ્યો. તેને પગથી માથા સુધી નીરખી મહેતાએ કહ્યું: "તમે આજથીજ અહીં રહો તો મને વાંધો નથી,"

તેજ દિવસથી જયંત મહેતા વકીલનો ક્લાર્ક બન્યો મહેતાને લેશ પણ સન્દેહ ન જાય તેને માટે જયંત ઘણી સાવચેતી રાખતો. મહેતાની ઑફિસમાં ઝાઝું કામકાજ ન હોવાથી જયંત આખો દહાડો બેસીજ રહેતો.

ધીમે ધીમે જયંતને સર્વ હકીકત મળી આવી. **હુરકીસનદાસની** મામીનું મરણ પામવું, તેની મિલ્કતનું વેચાણ કરવું અને તેના **લાખ રૂપીઆ** ઉપજ્યા વિગેરે હકીકત તો મળી પણ **લાખ રૂપીઆ** હમણાં કોની પાસે છે તે મળી આવ્યું નહીં. એક દિવસ **મહેતાની** ગેરહાજરીમાં જયંતને એક રસીદ મળી તે **લાખ રૂપીઆની** હતી અને તેના ઉપર **હુરકીસનદાસની** સહી હતી. જયંત સમજ્યો કે આ સર્વ **ગોપાળદાસનું** જ કારસ્થાન છે. વધુ તપાસ કરતાં જણાયું કે રૂપીઆ **મહેતા** પાસે નથી. **મહેતાની** સ્થિતિ એવી હતી કે જો તેની પાસે **લાખ રૂપીઆ** હોય તો તે કદી પણ આવી ગરીબ સ્થિતિમાં રહે નહીં.

આ કાવત્રામાં **મહેતા** વકીલ સામેલ છે કે નહીં તે પ્રથમ તો જયંત જાણી શકયો નહીં. પરન્તુ **મહેતાની** રહેણી કરણીથી તેને કાંઇક વ્હેમ આવ્યો. કારણકે **મહેતો** હમ્મેશાં બીકણ, ચકિત, અને શંકાશીલ સ્થિતિમાંજ રહેતો હતો. કોઈ ભયંકર ગુપ્ત કામ કર્યા સિવાય માણસની એવી સ્થિતિ થતી નથી.

મહેતાની ઓફિસમાં મહેતાના કેટલાક ફોટાઓ ટાંગેલા હતા તેમાંથી એક ફોટો જયંતે લઈ લીધો. ફોટો લઇને જયંત સ્ટીમરની ટીકીટ ઓફિસમાં ગયો. ટીકીટ કલાર્કને તેણે જઇને પૂછ્યુંઃ “ સ્ટીમરમાં જે ખૂન થયું છે તેની આપને કાંઈ ખબર છે ?”

કલાર્કે પૂછ્યુંઃ “ તમે કોણ છો ?”

જયંતે ઉત્તર આપ્યોઃ “ પોરબંદર પોલીસનો માણસ છું.”

કલાર્કે કહ્યુંઃ “ ખૂન સંબંધી કાંઇ પત્તો મેળવ્યો ?”

જયંતે કહ્યુંઃ “ હા; કાંઇક પત્તો લાગે છે પણ તમે એમાં મદદ કરો ત્યારે.”

કલાર્કે કહ્યું: "બોલો તમારે મારી શી મદદની જરૂર છે?"

જયંતે પૂછ્યું: 'જે બે માણુસોએ કેબીનની ટીકીટ લીધી હતી તેના ચ્હેરા તમને યાદ છે?"

કલાર્કે કહ્યું: "હા: તેઓના ચહેરા મને એટલા બધાં યાદ છે તેમને જોતાંજ હું તેને ઓળખી કાઢું. એક ટીકીટ પહેલાં એક માણુસ લઈ ગયો હતો અને પછીથી બીજો માણુસ બીજી ટીકીટ લઇ ગયો હતો. બન્નેના ફોટાઓ હોય તો હું જરૂર કહી શકું."

જયંતે ગજવામાંથી એક ફોટો કાઢી કલાર્કને બતાવ્યો તેને જોતાંજ કલાર્ક બોલી ઉઠયો: "હા, હા; એજ એ માણુસ પહેલાં એક ટીકીટ લઇ ગયો હતો."

જયંતે બીજો ફોટો કાઢીને કલાર્કને બતાવ્યો તે જોતાંજ કલાર્ક બોલી ઉઠયો: "ખરેખર તમે તો હદ કરી. આજ માણુસ બીજી વાર આવી પ્રથમના માણુસનું નામ દઇને ટીકીટ લઈ ગયો હતો. મુંબાઇની પોલીસ કાંઇ પણ કરી શકી નથી પણ તમે જરૂર ગુન્હેગારોને શોધી કાઢશો એવી મને સમ્પૂર્ણ ખાત્રી છે."

"એ બીજો ફોટો વકીલ મહેતાનો હતો."

---

## પ્રકરણ તેરમું. યુક્તિ.

સ્ટીમરના ટીકીટ-કલાર્કને સલામ કરી જયંત પોતાને મુકામે આવ્યો. અને શું કરવું તેને માટે નકકી કરી તે બહાર નીકળ્યો. બજારમાંથી એક જોડી હાથકડી ખરીદી, અને મિત્ર પાસે મેળવેલી રીવોલ્વર ભરીને ગજવામાં મૂકી તે વિચાર કરવા લાગ્યો: "ભયંકર માણુસો સાથે પાનાં પડયાં છે કોઇનો પણ વિશ્વાસ કરી શકાય તેમ નથી."

ધીમે ધીમે તે મહેતાની ઓફિસમાં પહોંચ્યો. વકીલ મહેતા કાગળો તપાસતો હતો તેણે ભ્રકુટી ચઢાવી જયંતને પૂછ્યું: "અહીં શું કરો છો ?"

જયંતે ગંભીર ભાવે કહ્યું: 'મિ. મહેતા ! હું શું કરૂં છું તે હમણાંજ તમે જોશો" એટલું કહીને તેણે ગજવામાંથી હાથ કડી કાઢી. એ જોઈ મહેતા એકદમ બોલી ઉઠયો: "હેં હેં એ શું ? કેમ કાંઈ ખેલ કરો છો કે શું ?"

જયંતે કહ્યું: "હું તમારો કલાર્ક નથી પરન્તુ પોરબંદર પોલીસનાં ડીટેકટીવ ખાતાનો ઇન્સ્પેક્ટર છું."

મહેતા ચોંકીને બોલ્યો: "પોલીસ ?"

જયંતે કરડાકીમાં કહ્યું: "હા; પોલીસ; સ્ટીમરમાં જે ખૂન થયું છે તે માટે તમો સાહેબ ઉપર વૉરંટ છે."

એટલું સાંભળતાંજ મહેતાનો ચહેરો પીળો પડી ગયો. હાથમાંના કાગળો નીચે પડી ગયા મહેતાની બોલવાની મરજી હતી પણ શરીરમાં એવો કંપ શરૂ થયો હતો કે તે કાંઇ બોલી શકયો નહીં.

જયંતે કહ્યું: "હું તમને કેદ કરવા આવ્યો નથી. તમને કેદ કરનાર તો પોરબંદરથી આવશે."

મહેતાએ પૂછ્યું: "કેદ નહીં કરશો ત્યારે શું કરશો ?"

જયંત બોલ્યો: "હું **લાખ રૂપીઆ**ની શોધમાં આવ્યો છું.

મહેતાએ કહ્યું: "હું તમોને સર્વ હકીકત જણાવીશ."

જયંતે કહ્યું: "ચાલો કહો ત્યારે."

મહેતો બોલ્યો: "મેં **લાખ રૂપીઆ** હરકીસનદાસને આપ્યા હતા. તે નોટોના નંબર—"

મહેતાને અટકાવીને જયંતે કહ્યું: "નંબરો મારી પાસે છે."

" મહેતાના કાગળોમાંથી છુપી રીતે જયંતે નોટના નંબરો ઉતારી લીધા હતા. "

મહેતાએ કહ્યું: "રૂપીઆ લઇને તે કોઇ દાંતના ડૉક્ટરને ત્યાં જવાના હતા."

જયંતે કહ્યું: ' પણ તમે તો નોટો કોઇ વટાવી જાય તેટલા માટે સર્વ જગ્યાએ કાગળો લખ્યા છે ને ! "

મહેતાએ કહ્યું: "હા;"

જયંત બોલ્યો: ત્યારે મને એક પત્ર લખી આપો તેમાં લખો કે હવે અમુક અમુક નંબરની નોટો તે વટાવતી અટકાવવાની જરૂર નથી. તેને માટે જે ગોટાળો થયો હતો તે હવે જતો રહ્યો છે."

મહેતાએ પૂછ્યું: "શું નોટો તમને મળી ગઇ છે?"

જયંતે સત્તા સૂચક સ્વરે કહ્યું: "તે ના પૂછો; પહેલાં કાગળ લખી આપો પછી બીજી વાત કરો."

મહેતાએ તુર્ત જ કાગળ લખી આપ્યો, તે કાગળને ગજવામાં મૂકીને જયંતે કહ્યું: મારૂં કામ આથીજ થશે. તમને કેદ કરવાની અથવા ફાંસીને માંચડે ચઢાવવાની મારે જરૂર નથી. એ કામ બીજાઓનું છે અને તેઓ આવે છે."

એમ કહીને જયંતે હાથકડી ગજવામાં મૂકી. પછી બારણું ઉઘાડી કહ્યું: "તમે હવે અહીંથી ચાલ્યા જાઓ. હવે પછી તમે પકડાશો તો તેમાં મારો દોષ નથી. કોઈ અન્ય દેશમાં જઇને તમારો જીવ બચાવો"

ઝટપટ મહેતાએ કેટલાક કાગળો પોતાના ગજવામાં મૂક્યા અને જયંત તરફ મ્હોં ફેરવીને પૂછ્યું: "બહાર મને પકડનાર તો કોઇ નથી ને "?

જયંતે કહ્યું: "નહીં કોઈ નથી. એમ હોત તો હુંજ તમને કેદ કરી લેત."

દુર્જન મહેતા પોતાની ઑફિસમાંથી નીકળી ઝપાટાબંધ ચાલ્યો ગયો. ત્યાર પછી થોડી વારે જયંત ત્યાંથી રવાના થયો.

જયંત વિચાર કરવા લાગ્યો: "રૂપીઆ લઇને ગોપાળદાસ જરૂર કોઈ દાંતના ડૉક્ટરને ત્યાં ગયો હશે" તેથી મુંબાઇની જે સડકો ઉપર દાંતના ડૉક્ટરો રહેતા હતા તે તરફ જયંતે ચાલવા માંડયું. જતાં જતાં તેની દૃષ્ટિ પાસે પાસે મારેલાં બે ડૉક્ટરોનાં નામનાં પાટીઆં ઉપર પડી. એક પાટીઆં ઉપર 'ડેન્ટીસ્ટ જમશેદજી પટેલ' અને બીજાં ઉપર 'દોરાબજી પટેલ એલ. એમ. એન્ડ એસ' એમ લખેલું હતું.

જયંતે પોલીસ તરફથી સાંભળ્યું હતું: "કે ગોપાળદાસના દેહને જે ચતુરાઇથી કાપી હતી તે ડૉક્ટર સિવાય અન્ય કોઇ પણ કાપી શકે એમ ન હોતું." તેથી જયંતના મનમાં આવ્યું કે અહીં એક ડેન્ટીસ્ટ છે અને બીજો ડૉક્ટર છે. વખતે એ લોકો આ કાવત્રામાં કેમ ન હોય? અને કદાચ ન હોય તો તપાસ કરવામાં નુકશાન પણ શું છે?"

## પ્રકરણ ચૌદમું. અમર આશા.

તે દિવસે મુકામ પર આવીને જયંતે મનમાં નક્કી ઠરાવ કર્યો કે દાંતના ડૉક્ટર જમશેદજીને મળવું તો ખરૂં.

પ્રથમ તો તે દોરાબજી પટેલની ઑફિસ તરફ ગયો પણ ત્યાં જઈ ને જુએ છે તો ઑફિસ બન્ધ છે પાડોશીને પૂછવાથી તેણે જણાવ્યું કે: "ડૉક્ટર કેટલાક દિવસથી બહાર ગામ ગયા છે પણ કયાં ગયા છે તે અમે જાણતા નથી. તમારે વિશેષ જાણવાની જરૂર હોય તો તેના ભાઈ જમશેદજી ડેન્ટીસ્ટને પૂછો."

એટલી સમાચાર મળવાથી જયંતનું હૃદય ઉત્સાહથી ભરાઇ ગયું. તેણે બીજા એક પાડોશીને કહ્યું: "ડૉકટર પટેલની સાથે મારે ઘણી જૂની ઓળખાણ છે પણ કેટલાંક વર્ષોથી હું તેને મળેલો ન હોવાથી તેના ચહેરાનું જરા વર્ણન કરશો ?"

પાડોશીએ જયંતના કહેવા પ્રમાણે કહ્યું એટલે તેણે ગજવામાંથી પેલી લાશનો ફોટો કાઢી તેને બતાવ્યો. ફોટો જોતાંજ પાડોશીએ કહ્યું: "હા આ ફોટોજ ડૉકટર પટેલનો છે. અરે ! જુઓ પેલા એના ભાઈ જાય છે તેનેજ સર્વ હકીકત પૂછી જુઓને !"

"ઠીક, હું તેને પૂછું છું" એમ કહીને જયંત બીજી ગલીમાં ચાલ્યો ગયો અને ત્યાંથી જમશેદજીના દવાખાને ગયો. ત્યાં તેનો જૂનો નોકર ભીખો બેઠો હતો તેને પૂછયું: "મારે દાંત બતાવવા છે, ડૉકટર સાહેબ કયાં છે ?"—ભીખાએ કહ્યું: "ડૉકટર તો હમણાંજ ઘેર ગયા, આવો બેસો !"

એક ખુરશી પર બેઠા પછી જયંતે કહ્યું: "મારા એક મિત્રે મને આજ ડૉકટર પાસે મોકલ્યો છે. તેમણે કહ્યું છે કે અહીં દાંત પાડવામાં બીલકુલ દર્દ થતું નથી."

ભીખાએ કહ્યું: "હા; કાંઈ પણ દર્દ વિના ઘણા માણસો અહીં દાંત પડાવવા આવે છે."

જયંતે પૂછયું: "કેવી રીતે ? કલોરો ફોર્મ સુંઘાડીને દાંત પાડે છે ?"

ભીખાએ કહ્યું: "નહીં. ગ્યાસના પ્રયોગથી."

જયંતે પૂછયું: "તેનાથી કાંઈ પણ દર્દ થતું નથી ?"

ભીખાએ કહ્યું: "ના; આ ડૉકટરના એક નાના ભાઈ છે તેઓ પણ તે વખતે હાજર રહે છે. તેમનું દવાખાનું પણ બાજુમાંજ છે."

જયંતે કહ્યું: "ત્યારે તે પણ ડૉક્ટર પણ ત્યાં સાથેજ હશેને."

ભીખો બોલ્યો: "ના, તે તો હાલમાં બહારગામ ગયા છે."

જયંતે પૂછ્યું: "ક્યારના ગયા છે?"

ભીખાએ કાંઈક વિચાર કરીને કહ્યું: "હા; ઠીક યાદ આવ્યું જે દિવસે એક માણસ દાંત પડાવવા આવ્યો હતો તે દિવસના ગયા છે ત્યારના પાછા આવ્યા નથી."

જયંતે પૂછ્યું: "તે દર્દીને તમે હમણાં જુઓ તો ઓળખી શકો ખરા?"

ભીખાએ કહ્યું: હા. "અહીં બહુ દર્દીઓ આવતા નથી એટલે કોઈ કોઈ આવે તેતો મને યાદ રહી જાય છે. એટલે હું હમણાં તે દર્દીને જોઉં તો જરૂર ઓળખી શકું."

"વારૂ જુઓ તેનો ચહેરો આવો હતો" એમ કહીને જયંતે ભીખાને ગોપાળદાસનો ફોટો બતાવ્યો. તે જોતાંજ ભીખાએ કહ્યું: "અરે આવોજ ચહેરો તો શું પણ આ ફોટોજ તે દર્દીનો છે!"

જયંતે ફોટો ગજવામાં મૂકીને પૂછ્યું: "વારૂં દાંત પડાવીને એ દર્દી કયાં ગયો હતો?"

ભીખાએ કહ્યું: "તે હું જાણુતો નથી કારણુ કે તે દર્દીનો દાંત પાડતી વખતે હું અહીં નહોતો."

જયંતે કહ્યું: "વારૂ ડૉક્ટર સાહેબ ક્યારે આવશે?"

ભીખાએ કહ્યું: "શરીર સારૂં રહેશે તો હમણાં આવશે. તેના ભાઈ ગયા છે ત્યારના તે માંદા જણાય છે. તમે જો પાછા આવવાના હો તો ડૉક્ટરને હું ખબર આપીશ. વારૂ તમે પાછા કેટલા વાગે આવશો?"

જયંતે કહ્યું: "સાંજના પાંચ વાગે!"

જયંત ત્યાંથી વિદાય થયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો: "એજ બન્ને પટેલ ડૉક્ટરોએ મળીને ગોપાળદાસનું ખૂન કર્યું છે. એક પટેલ ગોપાળદાસ બનીને લાસને ઠેકાણે પાડવા સ્ટીમરમાં ગયો હતો, પણ તે મહેતા વકીલને હાથે માર્યો ગયો. એક પટેલ અહીં પડયો છે એની પાસેજ રૂપીઆ છે એમાં હવે લેશ પણ સન્દેહ નથી. હવે લાખ રૂપીઆ મળવામાં ઝાઝા વિલંબ લાગે તેમ નથી "અને રૂપીઆ મળ્યા એટલે વિમળા જરૂર મળશે." એવાં વિચારે તેનું હૃદય આનંદથી ઉભરાઈ ગયું.

## પ્રકરણ પંદરમું. જયંત કેદખાનામા.

સાંજના પાંચ વાગ્યા પહેલાં જયંત ડૉક્ટર પટેલને મળવા પોતાના મુકામેથી નીકળ્યો એટલે પોસ્ટમેને તેના હાથમાં એક પત્ર મૂક્યો. પત્રમાં આ પ્રમાણે લખેલું હતું:—

"ગોવિંદજીની ચાલ વાંદરા.

હું આજે મુંબાઈથી રવાના થાઉં છું, પણ આ વખતે અચાનક મને એક ખબર મળી છે. તમે મારા ઉપર ઉપકાર કરેલો હોવાથી એ જરૂરી ખબરથી તમને અજાણ રાખી ચાલ્યો જાઉં તો હું કૃતઘ્ન ગણાઉં. તમે જરૂર આવજો મોડા આવવાથી મારો મેળાપ થશે નહીં.

લિ૦ બહેરામજી મહેતા-વકીલ."

કાગળ બે ત્રણ વાર વાંચી જવું કે ન જવું તેને માટે જયંતે ખૂબ વિચાર કર્યો. કારણકે આજે સાંજે ડેન્ટીસ્ટને મળવાનો તેણે ઠરાવ કર્યો હતો. છેવટે તેણે વકીલને મળવાનો નિશ્ચય કર્યો અને વાંદરા તરફ રવાના થયો. ત્યાં પહોંચીને તેણે ગોવિન્દજીની ચાલ શોધી કાઢી. મકાન જોતાં કાંઈ પણ સંદેહ આવે એવું નહોતું. બારણામાંજ મહેતા ઉભો

હતો તેણે જયંતને જોતાંજ કહ્યું: "આવો આવો ! હું તમારેજ માટે થોભ્યો છું નહીં તો ક્યારનો યે આવ્યો ગયો હોત."

જયંતે પૂછ્યું: "વાર, શી નવી ખબર છે ?"

'આવોને અંદર આવોને ! બહાર ઉભા રહીને કરવા જેવી એ વાત નથી;" એમ કહીને મહેતા જયંતને ઘરમાં તેડી ગયો. આઠ દશ કદમ જયંત અંદર ગયો હશે એટલામાં અકસ્માત તે જમીનનાં તળીઆંનો થોડોક ભાગ નીચે ઉતરી ગયો. તેટલો તે ભાગ લાકડાંનો હતો. તેની એક બાજુની કોર જયંતે બન્ને હાથે પકડી લીધી; નહીંતો એકદમ ખાડામાં જઇને પડયો હોત. મહેતાએ પાછળ ફરીને જોયું તો જયંત બન્ને હાથે લટકી રહ્યો છે. તુર્તજ એક લોઢાંનો લાંબો સળીઓ લઈ મહેતાએ જયંતના હાથમાં માર્યો એટલે તેનાથી પકડેલી કોર મૂકાઇ ગઈ અને નીચે પડયો. સારૂં થયું કે નીચે રેતી હોવાથી ઝાઝું વાગ્યું નહીં.

થોડીવાર પછી તે ખાડાના મ્હોંપર એક ફાનસ મૂકી મહેતાએ જયંતને પૂછ્યું: "કેમ વાગ્યું કે ?"

ક્રોધથી બળતા જયંતે કહ્યું: "આજ તારી કૃતઘ્નતા કે ?"

મહેતાએ કહ્યું: "જુઓ બીજું મારે કાંઇ સાંભળવું નથી લાખ રૂપીઆની નોટો મને આપી દો,"

જયંતે કહ્યું: "અને મારી પાસે નોટો ન હોય તો ?"

મહેતાએ વિકટ હાસ્ય કરીને કહ્યું: " નકામો લવારો શા માટે કરો છો ? જ્યાં સુધી મને નોટ મળશે નહીં ત્યાં સુધી તમારે અહીંજ રહેવું પડશે. મારે ઉતાવળ છે કારણ કે ઘણા દિવસ મારાથી અહીં રહી શકાય તેમ નથી."

જયંતે કહ્યું: "પણ નોટો મારી પાસે ક્યાં છે ?"

મહેતા બોલ્યો: "તે તો હું જાણું છું. તમારી પાસે નોટો હોત

તો તમને બેભાન કરીને લઈ લેત. તમે મારી પાસે પત્ર લખાવી લીધો હતો. હવે તમે મને જેની પાસે નોટો છે તેના ઉપર એક કાગળ લખી આપો કે તે મને નોટો આપી દે."

જયંતે કહ્યું: "પણ હું કાગળ લખું કોના ઉપર?"

મહેતો બોલ્યો: "જેની પાસે નોટો હોય તેના ઉપર!"

જયંતે કહ્યું: તેજ હું જાણુતો નથી, કે નોટો કોની પાસે છે.

મહેતાએ હસીને કહ્યું: "ત્યારે તો આ જગ્યાએ મોજ કરો. ઉપરનાં જાળીઆમાંથી હવા આવે છે. થોડોક પ્રકાશ પણ તમને મળશે. એ હવા અને પ્રકાશથી પેટ ભરીને રહો. અહીંથી નાસવાની સ્વપ્ને પણ કલ્પના કરશો નહીં. હજ્જારો બૂમ મારવા છતાં અહીં કોઈ સાંભળે તેમ નથી."

એટલું કહીને ઉપરનું બારણું બંધ કરી મહેતા ચાલ્યો ગયો અને જયંત અન્ધારા કુવામાં કેદ થઇ રહ્યો.

---

## પ્રકરણ સોળમું. જયંતનો છૂટકારો.

જયંત અન્ધારી ગુફામાં દીવાલને પીઠ ટેકવી ઉભો ઉભો ચિંતા કરવા લાગ્યો. તેણે બહાર નીકળવાની અનેક યુક્તિઓ માટે વિચાર કર્યો પણ તે કોઈમાં ફાવી શકયો નહીં. ઘણી ઉંચાઇએ બે નાની જાળીઓ હતી પણ ત્યાં સુધી પહોંચવાનો પણ ઉપાય નહોતો અને કદાચ પહોંચે તો તે જાળીઓ એટલી નાની હતી કે તેમાંથી બહાર નીકળી શકાય તેમ નહોતું. તો પણ સંકટથી ડરે એવો જયંત નહોતો. હિમ્મત રાખી તેણે એક પછી એક યુકિત પાછી શોધવા માંડી તેણે ગજવામાંથી કાગળ પેન્સીલ કાઢી એક કાગળ લખ્યો કે:-"આ સૂનાં મકાનમાં એક લૂટારાએ મને એક ગુપ્ત ગુફામાં કેદ કરી રાખ્યો છે. હવે તે મારૂં ખૂન કરવા

ઇચ્છે છે. જેના હાથમાં આ કાગળ આવે તેણે કૃપાકરી એક નિર્દોષ જીવને બચાવવાને માટે તુર્તજ પોલીસમાં ખબર આપવી."

એ પ્રમાણે લખીને તેણે તેમાં થોડીક માટી મૂકી પડીકું વાળ્યું અને પેલી જાળીમાંથી બહાર ફેંક્યું. એવી રીતે એજ પ્રમાણે લખીને તેણે બીજા બે ત્રણ પડીકાં બહાર ફેંક્યાં; અને ઈશ્વર પર વિશ્વાસ રાખી દીવાલને પીઠ લગાડી બેઠો. થોડીવાર પછી તે ગાઢ નિદ્રામાં પડ્યો.

કેટલો વખત તે ઉંઘ્યો તે તે જાણી શક્યો નહીં પણ કોઈનાં પગલાનાં અવાજથી તેની નિદ્રા ઉડી ગઈ. તેણે જોયું તો ગુફાના દ્વારમાંથી બત્તીનો પ્રકાશ અંદર આવતો હતો. તે મનમાં સમજ્યો કે: "જરૂર મહેતા આવ્યો છે." તેની ધારણા સત્ય નીવડી કારણ કે ઉપરથી મહેતા બોલ્યો: "કેમ! બહુ ઉંઘ આવે છે?"

ક્રોધથી જયંત કાંઇ પણ બોલી શક્યો નહીં એટલે મહેતો બોલ્યો: "મને એ ચિન્તા થયા કરે છે કે તમને અહીંથી કેવી રીતે બહાર કાઢું ?"

જયંતે ઉત્સાહથી કહ્યું: "એ તો બહુ સહેલું છે. એક દોરડું ઉપરથી નાખો તો તે પકડીને હું ચઢી આવીશ."

મહેતો સ્મિત હાસ્ય કરીને બોલ્યો: "પણ તમે દોરડું કેવી રીતે પકડશો?"

જયંતે પૂછ્યું: "કેમ?"

મહેતો બોલ્યો: "કેમ શું? તમે મરી જશો એટલે પછી દોરડું પકડવાની તમારામાં શક્તિજ ક્યાંથી રહેશે?"

જયંતે પૂછ્યું: "ત્યારે શું મારૂં પણ તારે ખૂન કરવું છે?"

મહેતો બોલ્યો: "મારી તો લેશ પણ એવી ઇચ્છા નથી, પણ તારૂં ખૂન થવું ન થવું એ તારીજ મરજી ઉપર છે."

જયંતે પૂછ્યું: 'મારી મરજી ઉપર કેવી રીતે?"

મહેતાએ કહ્યું: ''જેની પાસે નોટો છે તેના ઉપર મને એક પત્ર લખી આપવાથી તારો જીવ બચશે અને આ સર્વ ગોટાળો પણ મટી જશે"

તેજ વખતે કોઇએ દ્વાર ઠોકવા માંડયાં. મહેતા અવાજ સાંભળી એકદમ ચોંકયો. દ્વાર વધુ ખખડવા માંડયાં. સાથે બહારથી કોઇએ બૂમ મારી કહ્યું: 'બારણાં ઉઘાડો નહીં તો ભાંગી નાખવામાં આવશે."

મહેતા કેટલીક ક્ષણ સુધી સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. તેને ખાત્રી હતી કે અહીં માણુસ રહે છે એવું કોઈ પણ જાણતું નથી; તો પછી અહીં કોણ આવ્યું હશે? "પણ બ્હાર ખડખડાત વધવા લાગ્યો"

• મહેતા મુખ્ય દ્વાર તરફ ન જતાં પછવાડે દોડયો ત્યાં એક નાની સરખી બારી હતી તેમાંથી તે અદ્રશ્ય થઈ ગયો. આ બાજુ બારણાં ઠોકનારા બારણાં ભાગીને અંદર પેઠા. તેઓ પોલીસના માણુસો હતા. જયંતે લખીને જે કાગળો પડીકાં વાળીને ફેંક્યાં હતા. તે એક પોલીસ સિપાઇના હાથમાં આવવાથી તેણે તે પત્રો પોતાના ઉપરી અમલદારને આપ્યા. તેને પણ પ્રથમતો પત્ર માંની હકીકત ઉપર વિશ્વાસ આવ્યો નહીં. પણ પોલીસ અમલદારે વિચાર કર્યો કે આપણે તપાસ તો કરવી સત્ય ઠરે તો ઠીક છે નહીં તો એથી નુકશાન પણ શું થવાનું છે.

જ્યારે તેઓ નીશાની મુજબ ઘરનાં બારણાં નજીક આવ્યા અને તે અંદરથી બંધ દીઠાં ત્યારે તેઓએ જાણ્યું કે જરૂર કાંઈ દાળમાં કાળુ છે. તેઓ બારણાં ભાગી અંદર આવ્યા. અને જયંતે તેઓનો પગરવ સાંભળયો ત્યારે તે જોરથી બૂમો મારવા લાગ્યો. બૂમ સાંભળી પોલીસનાં માણુસો ગુફાનાં મ્હોં પર ગયાં. તેઓએ તુર્તજ એક દોરડું ફેંક્યું એટલે જયંત કાંઈ પણ તસ્દી વિના બહાર નીકળ્યો. જયંતે મહેતા વિષે પોલીસને

કાંઇ પણ કહ્યું નહીં." મને એક હરામખોરે અહીં કેદ કરી રાખ્યો હતો. પણ હું તને ઓળખતો નથી" એટલુંજ માત્ર કહ્યું.

## પ્રકરણ સત્તરમું — આપઘાત !

આ બાજુ ડૉક્ટર જમશેદજી પટેલ ધીમે-ધીમે ગાંડો થતો હતો. દરરોજ ટપાલના સમયે તે ભાઇના કાગળની રાહ જોતો, પણ દરરોજ તે નિરાશ થતો.

તે મનમાં વિચાર કરતો: "કોણ જાણે શું થઈ ગયું ? ભાઇએ કહ્યું હતું કે: "લાશની પેટી સમુદ્રમાં ફેંકી દઇ હું પોરબંદર ઉતરીશ અને ત્યાંથી પત્ર લખીશ. વ્હેમ દૂર કરવા માટે કેટલાક દિવસો ત્યાં રહી પાછો મુંબાઇ આવીશ." તો પણ હજી તેનો પત્તો નથી. નથી કાગળ કે નથી પત્ર ? કદાચ પકડાઇ ગયો હોત તોએ પોલીસ તેને મુંબાઇ લઇ આવી હોત." પણ શું થયું એ શમજાતુજ નથી. આમ ડરને લીધે જમશેદજી હજી સુધી નોટો પણ વટાવી શકયો નહોતો. રાત દિવસની ચિન્તાથી તેનું શરીર પણ સુકાઇને લાકડાં જેવું થઇ ગયું હતું. તેને ખાવાનું ભાવતું નહોતું તેમજ નિદ્રા પણ આવતી નહોતી. તે ઓળખાવો પણ મુશ્કેલ થઈ પડયો હતો. તેના મિત્રો અને સગાંઓ એમ ધારતાં કે: "પટેલ સાહેબને કોઈ અસાધ્ય રોગ લાગુ પડયો છે અને હવે એમાંથી એ બચવાના નથી." એક દિવસ બપોરના જમશેદજી પોતાને ઘેર બેઠા બેઠા લાખ રૂપીઆનો વિચાર કરતો હતો એટલામાં ભીખાએ આવીને કહ્યું: "આજ સાંજના એક માણસ દાંત પડાવવા આવવાનો છે માટે દવાખાને આવજો."

કેટલાક દિવસો થયાં એક પણ પૈસો જમશેદજીને મળ્યો ન હોતો. ઘર ખર્ચને માટે દેવું કરવું પડતું હતું. "એક ગ્રાહક આવ્યો છે તો

અનિચ્છા છતાં પણ તેને છોડવો કેવો?" એવો મન સાથે વિચાર કરી કપડાં પહેરી દવાખાના તરફ તેણે ભીખા સાથે ચાલવા માંડ્યું.

દવાખાનામાં જઈને જમશેદજીએ ભીખાને પૂછ્યું: "કોણ છે? ક્યારે આવવાનો છે?"

ભીખાએ કહ્યું: "તેને તેના એક મિત્રે અહીં મોકલ્યો છે એટલે આવશે જરૂર."

ડૉકટરે પૂછ્યું: "તેનો કયો મિત્ર?"

ભીખો બોલ્યો: "તેનું નામ તો હું જાણતો નથી પણ જે દિવસે ડૉક્ટર સાહેબ બહાર ગામ ગયા તે દિવસે એક જણો દાંત પડાવવા આવ્યો હતો તેણે એને મોકલ્યો છે. એમ તે કહેતો હતો."

એટલું સાંભળતાંજ જમશેદજીના હોશકોશ ઉડી ગયા. તેના મનનો જે ભાવ તે વખતે થયો તેનું વર્ણન કરી શકાય તેમ નથી. તેનો ચહેરો પીળો પડી ગયો તેણે અચકાતે સ્વરે પૂછ્યું: "તેણે તને શું કહ્યું?"

ભીખો બોલ્યો: 'તેણે કહ્યું હતું કે મારા તે મિત્રે મને અહીં ડૉકટર સાહેબનાં ખૂબ વખાણ કરીને મોકલ્યો છે."

જમશેદજી મનમાંજ ગણગણવા લાગ્યો: "ઓ બાપરે! જે માણસ મરણ પામ્યો હતો અને જેનાં અંગના ટૂકડે ટૂકડા કરી પેટીમાં ભર્યા હતા અને તે પેટી બન્ધ કરીને સ્ટીમરમાં મૂકી હતી, તેણે મારાં વખાણ કર્યાં? એ શું કહેવાય?"

જમશેદજીનું અંગ પરસેવાથી ભીંજાઈ ગયું અને તે થર થર કંપવા લાગ્યો. ઘણી મહેનતે તેણે ભીખાને પૂછ્યું: "આવનાર દર્દી દાંત પડાવી ગયો હતો તેનો મિત્ર છે?"

ભીખાએ કહ્યું: "હા; તે તેની ઘણી વાતો કરતો હતો. તેનો એક ફોટો પણ તે લાવ્યો હતો અને મને બતાવ્યો પણ હતો."

જમશેદજીનો કંઠ એ સાંભળીને રૂંધાઇ ગયો. ઓરડો અને જમીન જમશેદજીની આંખો સામે ફરવા લાગ્યાં અને જેવો તે નીચે પડવાની તૈયારીમાં હતો એટલામાં તેણે ટેબલ પકડી લીધું. તેનું સર્વાંગ પત્થર જેવું થઇ ગયું. ચહેરા પર મોતના જેવી ભીષણ છાયા ફરી વળી. તેને એમ લાગ્યું કે આપણાથી હવે નાસી જવાય તેમ પણ નથી કારણ કે ઘરની ચારે બાજુ પોલીસનો પહેરો છે. તે મનમાં વિચારવા લાગ્યો: "હવે તો મરી જવું એજ ઉત્તમ માર્ગ છે. કારણ કે ફાંસીએ ચઢી લોકોમાં કલંકિત બની મરવું તેના કરતાં આત્મહત્યા કરી મરણ પામવું એજ ઉત્તમ છે." વિચાર માળા અટકાવી તેણે **ભી**ખાને કહ્યું: "ઠીક, તું જા; જ્યારે તે દાંત પડાવવા વાળો આવે ત્યારે મને ખબર આપજે."

**ભી**ખો બહાર ગયો એટલે જમશેદજીએ પોતાના ઓરડાનાં બારણાં બન્ધ કરી દીધાં અને ખૂણામાં એક લોઢાની પેટી હતી તેમાંથી નોટોનું એક બંડલ કાઢી ટેબલ ઉપર મૂક્યું. એ સર્વ નોટો પેલા **લાખ રૂપીઆની** હતી. તે નોટો જોઇને જમશેદજીના સર્વ રોમ ખડાં થઇ ગયાં. તે બોલી ઉઠયો. "ખૂન અને ચોરી! ઓ મારા બાપ!" ખરેખર પાપ કરવાથી માણસના મનમાં કેટલી અશાન્તિ ઉત્પન્ન થાય છે.

પોલીસને સર્વ હકીકત જણાવવા તેણે કલમ હાથમાં પકડી, પરન્તુ તેનો હાથ ધ્રુજવા લાગ્યો તે એક પણ લીટી લખી શકયો નહીં. તેણે કાગળ ફાડીને ફેંકી દીધો અને એક કાગળનાં કવરમાં **લાખ રૂપીઆની** નોટ બીડી તેના ઉપર લખ્યું: **"ધી પોલીસ કમિશ્નર મુંબઇ."**

પાકીટ ટેબલ ઉપર મૂકી તે પાછો મન સાથે વિચાર કરવા લાગ્યો: "મોત બહુ મધુર વસ્તુ છે તો પણ કોણ જાણે મોતથી લોકો શા માટે

ડરે છે ? જે મોતથી સર્વ યંત્રણા, ચિંતા, અશાંતિ વિગેરે દૂર થાય છે તેનો ડર કેવો ? આવી અશાન્તિમાં જીવવાથી લાભ પણ શો ? જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી ભીષણ અશાન્તિ મારાં હૃદયમાંથી જવાની નથી. હવે તો મરણુંજ સારૂં છે. પોલીસને સર્વ ખબર મળી ચૂકી છે તે અહીં આવતીજ હશે. અરે બહાર તેનો પહેરોયે હશેજ ! હવે નાસી જવાથી પણ કાંઈ લાભ થવાનો નથી. પોલીસ પકડશે અને ફાંસી ચઢાવશે તેના કરતાં તો આત્મહત્યાજ કરી નાખવી " એમ વિચાર કરીને તેણે **ભી**ખાને બોલાવ્યો. **ભી**ખો આવ્યો એટલે તેણે કહ્યું: "આ કાગળ લઇ મોદી કંપનીમાં જા અને દવા લઈ આવ."

**ભી**ખો ગયો એટલે જમશેદજીએ પાછાં બારણાં બંધ કર્યાં અને ટેબલના ખાનામાંથી એક છરી કાઢી; આત્મહત્યા કરી દેવી એ જેટલી સહેલી છે, પણ તે કરી નાખવી બહુ મુશ્કેલ છે. જો આત્મહત્યા કરવી એ સહેલી બાબત હોત તો જગતમાં દુઃખી, ચિન્તાતુર કોઇ રહેતજ નહીં. જમશેદજીએ કેટલીયે વાર પોતાની ગરદન ઉપર છરી મૂકી પણ છરી દબાવવાની તેની હિમ્મત થઈ નહીં. તે બોલી ઉઠયો: "અરે પ્રભુ હવે મારાથી આ દુઃખ સહન થતું નથી. "

તેજ વખતે કોઇએ બહારથી તેના ઓરડાનાં બારણાં હડસેલ્યાં. જમશેદજી એકદમ ચોંકી ઉઠયો તેણે છરી ટેબલનાં ખાનામાં સંતાડી દીધી.

ફરી પાછાં બારણાં કોઇએ હડસેલ્યાં જમશેદજી બોલી ઉઠયો: 'પોલીસ ! પોલીસ ! ઓ બાપરે ! પોલીસ આવી !' તેના પગો ધ્રુજવા લાગ્યા. શરિરનું સમતોલપણું ન સાચવી શકવાથી તે ધબ દઇને નીચે બેસી ગયો.

ફરી પાછાં બારણાં પર કોઇએ ધકકો માર્યો. જમશેદજી હવે ઘણી હિમ્મત એકઠી કરી ઉભો થયો અને શરીરની સર્વ શક્તિ એકઠી

કરી તેણે ઓરડાનું બારણું ઉઘાડયું. એટલે તેની દ્રષ્ટિએ સામે ઉભેલા બે કોન્સ્ટેબલો પડયા.

પોલીસને જોતાંજ જમશેદજીના રામ રમી ગયા. બન્ને હાથે તેણે જોરથી બારણાનું ચોકઠું ન પકડી લીધું હોત તો જરૂર તે નીચે પટકાઈ પડત. જમશેદજીને જોતાંજ બન્ને કોન્સ્ટેબલોએ તેને સલામ કરી. જમશેદજી મનમાંજ બોલ્યો: "શું પોલીસો કેદ કરવા આવતા હશે તે સલામ કરતાં હશે? કોણ જાણે કયા હેતુથી એ યમદૂતો આવ્યા છે." જમશેદજીએ સામી સલામ કરી અને પછી આંખો ચોળવા લાગ્યો.

એક કોન્સ્ટેબલે કહ્યું: સાહેબ એક અરજ છે."

જમશેદજી મનમાંજ બોલ્યો: "અરજ છે! કેદ કરવા આવનારૂ પોલીસ કોઈ દિવસ અરજ કરતા નથી. શું અરજ કરીને મને કેદ કરશે?"

ડૉકટરને ચૂપ રહેલો જોઇને બીજા સિપાઇએ કહ્યું: "સાહેબ! દર સાલ અમને આપના તરફથી બોણી મળ્યા કરે છે. વરસ દિવસમાં અમે એકજ વાર માગવા આવીએ છીએ. તેથી આપને તસ્દી આપવા આવ્યા છીએ."

સિપાઇઓની નમ્રતાથી પાપી જમશેદજીનો ગભરાટ ઓછો થયો. તેના હર્ષનું વર્ણન કરવાને અમારી પાસે શબ્દો નથી. વાંચકોએ એનો અનુભવ કરી લેવો. જમશેદજીએ સિપાઇઓને કહ્યું: કાલે આવજો જરૂર તમને તમારી બોણી મળી જશે."

'બ્હોત અચ્છા સાહેબ!" એમ કહીને સલામ કરીને સિપાઇઓ ચાલ્યા ગયા. આ બનાવથી જમશેદજીના મનમાં કાંઇક હિમ્મત આવી. તે પાછો વિચાર કરવા લાગ્યો: "હુંજ મારા મનમાં ખોટી ખોટી કલ્પનાઓ લાવી નકામો શરીરને દુઃખી કર્યા કરૂ છું" કદાચ તે પોલીસનો

માણસ ન પણ હોય હું નકામો તેનાથી ડર્યાં કરૂં છું" બીજો મોદી કંપની-માંથી દવા લઇ આવ્યો અને તે ડૉક્ટરને આપી પાછો બ્હાર બેઠો.

તેજ વખતે બારણામાં કોઇનાં બૂટનો અવાજ જમશેદજીએ સાંભળ્યો. જમશેદજી હિમ્મતથી બોલ્યો: "કોણ છે ?"

બહારથી ઉત્તર મળ્યો: "એતો કાલવાળો પેલો દર્દી આવ્યો છે!"

જમશેદજીએ દ્વાર ઉઘાડયાં એટલે જયંત ધીમે ધીમે અંદર આવ્યો. જમશેદજીજરા પણ શિથિલ ન થવાનો નિશ્ચય કરીને બેઠો. જયંતને જોઇને તેણે કહ્યું: "આવો બેસો !"

તેના બેઠા પછી જમશેદજીએ કહ્યું: "મેં સાંભળ્યું છે કે તમને તમારા જે મિત્રનો મેં દાંત પાડયો હતો તેણે મોકલ્યા છે એ શું ખરૂં છે ?"

જયંતે કહ્યું: "હા જી; પણ તમે ફક્ત તેનો દાંતજ નહોતો પાડયો."

જયંતની વાત સાંભળી જમશેદજીને બહુ ખરાબ લાગ્યું. તેણે પૂછ્યું: "કેમ વારૂ ?"

જયંતે કહ્યું: "તમે તેનાં અંગમાંથી પ્રાણુજ ઉખેડી નાખ્યો હતોને !"

જયંતનું કહેવુ સાંભળીને તેનો ચહેરો મૂડદાં જેટલો પીળો થઈ ગયો. તેના પગો થરૂ થરૂ ધ્રુજવા લાગ્યા. ડૉકટરની એવી સ્થિતિ જોઇને જયંતનો સંદેહ પણ દૂર થઇ ગયો. તેણે પૂછ્યું: "ડૉકટર સાહેબ ! હું આ ઓરડાનું બારણું બંધ કરૂં તો આપને કાંઈ વાંધો છે !"

ડૉકટર કાંઇ પણ બોલી શકયો નહીં એટલે જયંતે ઉઠીને બારણું બંધ કર્યું અને પછી બોલ્યો: "જુઓ સાહેબ ! હવે તો તમે સમજીજ ગયા હશો કે તમામ ખેલ ખલાસ થઇ ગયો છે; પરન્તુ તેમ નથી; તમે અને તમારા ભાઇએ હુરકીસનદાસ માટે જે કાવત્રું રચ્યું હતું તેનો સર્વ હેવાલ હમણાં ખુલ્લો થઈ ગયો છે."

ડૉક્ટર **જમશેદજી** આંખો ફાડીને **જયંત**ના મ્હોં સામેજ જોઈ રહ્યો. તે કાંઈ પણ બોલ્યો નહીં એટલે જયંતે આગળ ચલાવ્યું: હું **પોરબંદર** પોલીસનો માણસ છું."

જમશેદજી ચૂપજ રહ્યો એટલે દૃઢ અને ગંભીર સ્વરે જયંતે પૂછ્યું: 'વારૂ, તે **લાખ રૂપીઆ**ની નોટો ક્યાં છે ?"

થર્ થર્ કંપતા હાથે ટેબલના ખાનામાંથી નોટોનું પાકીટ કાઢી જમશેદજીએ જયંતના હાથમાં આપી દીધું. જયંતે પોતાના હર્ષને હૃદયમાં જ સમાવીને કહ્યું: 'ઓ હો ! તમે તો આ નોટો પોલીસ કામશ્નરને ત્યાં મોકલતા હતા કે શું ?"

જમશેદજી એક પણ અક્ષર બોલ્યો નહીં. જયંતે પાકીટમાંથી નોટો કાઢી પોતાની ડાયરીમાંના નોટોના નંબર સાથે મેળવી જોઇ તો તે એજ નોટો હતી. નોટને ગજવામાં મૂકતાં જયંતે કહ્યું: "હવે એનો સર્વ ભાર અમારી ઉપરજ રહેશે." ડાક્ટર કાંઈ પણ બોલ્યો નહીં.

જમશેદજી વખતે સન્દેહ આણે તેથી જેમ બને તેમ જલદી ત્યાંથી જતા રહેવાના ઈરાદાથી જયંતે કહ્યું: "હવે અમારી બહુ મહેનત ઓછી થઈ ગઈ છે. હું આપનો ઉપકાર માનું છું" એટલું કહીને ધીમે ધીમે જયંત ઓરડાની બહાર નીકળ્યો. ત્યાંથી એક ગલીમાં થઈ મોટા રસ્તા પર આવી એક ભાડાની ગાડીમાં બેસી ઉપડી ગયો,

જયંતના ગયા પછી જમશેદજી ઘણીવાર સુધી ચૂપચાપ બેસી રહ્યો. તેનું સર્વાંગ પત્થરના જેવું થઇ ગયું હતું. એટલામાં ઘડીઆળના ટકોરા સાંભળી ડાક્ટર એકદમ ચોંકી ઉઠયો. તેની શુદ્ધિ જતી રહી. તેના કાનમાં કોઈ મોટે સાદે કહેતું હતું કેઃ 'ખુની છે ! ફાંસી ! ! ફાંસી ! !"

થોડીવાર બેસી રહ્યા પછી જમશેદજી સર્વ શકિત અને હિમ્મત એકઠી કરીને ટેબલના ખાનામાંથી એક મોટો છરો કાઢી પોતાનાં ગળાં પર

મૂકયો અને એટલાં જોરથી દબાવ્યો કે તે એકદમ જમીન પર ધબ્બ દઇને પડયો!

અવાજ સાંભળીને ભીખો અંદર દોડી આવ્યો અને જોયું તો લોહીથી લદબદ થયેલો પોતાનો શેઠ પ્રાણ વિના ધરતી પર પડેલો હતો.

× × × ×

બીજે દિવસે મુંબાઇનાં સર્વ પેપરોમાં ડૉકટર જમશેદજીના આપઘાતની ખબર પ્રકટ થઈ. પણ ક્યા કારણસર તેણે આપઘાત કર્યો તે કોઇ પણ જાણી શકયું નહી.

આ કાવત્રાંની હકીકત બેજ માણસો જાણતા હતા, એક જયંતઃ બીજો બહેરામજી મહેતા વકીલ–વકીલ તો છૂપાતો ફરતો હતો અને જયંતે એ હકીકત કાઇને કહી નહીં, કારણ કે મહેતા વકીલને શિક્ષા કરાવવાની જયંતની ઇચ્છા નહોતી. તેતો હરકીસનદાસના લાખ રૂપીઆ મેળવવા આવ્યો હતો અને તે એને મળી ગયા. એટલે જયંતની હવે મુંબાઇમાં રહેવાની ઇચ્છિા નહોતી. તેથી જમશેદજીના આપઘાતનું ખરૂં કારણ કોઇનાં પણ જાણવામાં આવી શકયું નહીં.

## પ્રકરણ અઢારમું. લુંટાયો.

બીજે દિવસે પેપરોમાં જમશેદજી ડૉકટરના આપઘાતની હકીકત છાપામાં વાંચી જયંત મનમાં વિચાર કરવા લાગ્યોઃ "ગોપાળદાસના ખૂનનું પ્રાયશ્ચિત થઇ ગયું. બન્ને પટેલ ભાઇઓએ તેનું અકસ્માત ખૂન કર્યું હતું એટલે બન્નેને તેની શિક્ષા મળી ગઇ. એકનું તો મહેતા વકીલે સ્ટીમરમાંજ ખૂન કર્યું હતું અને બીજો આપઘાત કરીને મૂઓ! એટલે ગોપાળદાસની બાબતનો તો નિકાલ થઇ ગયો હવે રહ્યા માત્ર રૂપીઆ; તેનો ખરો માલીક તો હરકીસનદાસજ છે. બસ જેના રૂપીઆ

છે તેને હું આપી દઉં એટલે મને વિમળા મળશે.” જયંતના આનંદનો પાર રહ્યો નહીં. તે પાછો મનમાં કહેવા લાગ્યો; પણ જ્યાં સુધી એ લાખ રૂપીઆ હરકીસનદાસના હાથમાં ન આપું ત્યાં સુધી મારાથી નિશ્ચિંત થઇ શકાય તેમ નથી.”

તુર્તજ જયંતે પોતાનો કોટ કાઢયો. તેનું અસ્તર કાતરથી કાપી અંદર બધી નોટો મૂકી અસ્તર જેમ હતું તેમ સીવી લીધું અને એક પણ ક્ષણ કોટ શરીરથી જૂદો ન કરવો એવો મન સાથે નિશ્ચય કર્યો.

બીજેજ દિવસે સ્ટીમર પોરબંદર જતી હોવાથી ટીકીટ ખરીદી તે સ્ટીમરમા જઇને બેઠો. જેની છાતીપર લાખ રૂપીઆ છે તે કદી પણ નિરાંતે રહી શકતો નથી.તેના હ્રદયમાં શાન્તિ તો કયાંથી હોય ?જયંતનાં પણ ભૂખ, તરસ અને નિંદ્રા જતાં રહ્યાં. જ્યાં સુધી તે હરકીસનદાસનાં હાથમાં લાખ રૂપીઆની નોટો ન આપે ત્યાં સુધી તે શી રીતે નિશ્ચિત થઈ શકે ? સ્ટીમરમાં એકજ માણસ રહી શકે એવી કેબીનમાં તેણે મુકામ કર્યો. તો પણ ડરને લીધે તેણે કેબીનમાં રહેવાનું પસંદ કર્યું નહીં. અને કોઇની સાથે ન બોલવાનું પણ તેણે નકકી કર્યું.

જયંતને માત્ર ડર હતો પાખંડી બેરામજી વકીલનો. તે જાણતો હતો કે વકીલ મને છોડે તેમ નથી. તેણેજ મને ભોંયરામાં કપટથી કેદ કર્યો હતો, પણ પ્રભુ કૃપાથી ત્યાંથી છૂટયો. નહીં તો જરૂર તે મારૂં ખુન કરત. કદાચ તે મારા ઉપર નજર પણ રાખતો હશે. કારણકે તે ચંડાળ રૂપીઆના લોભને ત્યાગી દે એવો નથી. કારણકે રૂપીઆને માટેજ તેણે દોરાબજીનું ખૂન કર્યું હતું. થોડીવાર પછી જયંત આખી સ્ટીમરમાં ફરી વળ્યો અને સર્વ મુસાફરોને ધારી ધારીને જોયા. કારણકે કદાચ મહેતા વકીલ વેશ બદલીને અહીં આવ્યો પણ હોય, પણ મહેતો કોઈ પણ જગ્યાએ તેને દેખાયો નહી ! ઘણી રાત સુધી જયંત સ્ટીમરની ડેક

ઉપરજ રહ્યો. તે ઉઠવાની તૈયારીમાં હતો એટલામાં એક મુસાફર તેની પાસે આવીને બેઠો અને વાતો કરવા લાગ્યો. થોડીવાર પછી તે મુસાફરે જયંતને એક ચીરૂટ આપતાં કહ્યું: "તમે આ પીઓ એ બહુજ સરસ છે. તમે ખુશ થઇ જશો જરા પીતો જુઓ."

ચીરૂટ લઇને જયંતે સળગાવી અને પીવા લાગ્યો. પછી તે કેટલો વખત ડેક ઉપર રહ્યો તે તે ચોક્કસ જાણી શક્યો નહીં. સવારમાં જ્યારે તે જાગ્યો ત્યારે તે પોતાની કેબીનમાં હતો અને કેબીનનો દરવાજો ઉઘાડો હતો. રૂપીઆ માટે તેના મનમાં સંદેહ આવ્યો પણ તરતજ તેણે છાતી ઉપર હાથ મુક્યો તો તેને જણાયું કે નોટો સલામત છે. તે મનમાંજ બોલ્યો "પણ હું ડેક પરથી ક્યારે આવીને કેબીનમાં સુતો તે કાંઇ યાદ આવતું નથી."

જયંત પોરબંદર પહોંચ્યો. તેણે પહેલેથીજ હુરકીસનદાસને પત્ર લખ્યો હતો કે: ફતેહ મળી છે "કાલે હું સ્ટીમરમાં પોરબંદર આવીશ. આશા છે કે બંદર પર વિમળા મને જરૂર મળશે." સ્ટીમર લંગર થતાં જ જયંત હાથમાં કેનવાસની બેગ લઇને ઉતર્યો; ત્યાં વિમળા તેની રાહ જોતી ઉભી હતી. વિમળાએ દોડીને જયંતનો હાથ પકડી લીધો. આજે તેઓના પ્રેમસાગરે મર્યાદાનું ઉલ્લંઘન કર્યું હતું. જેઓએ પ્રેમ સાગરમાં પ્રયાણ કર્યું છે તેઓજ એ પ્રેમની કલ્પના કરી શકે છે.

તુર્તજ જયંતે એક ગાડી ભાડે કરી. બન્ને તેમાં બેસીને હુરકીસનદાસનાં મકાન તરફ રવાના થયાં. રસ્તામાં જયંતે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "વિમળા ! મારા જેવો ભાગ્યશાળી કોણ છે ? તમારા પિતાના લાખ રૂપીઆ મારી પાસે આવી ચૂક્યા છે. તમારા પિતાએ તમને સર્વ હકીકત જણાવી છે કે નહીં ?"

વિમળાએ કહ્યું: "ખરેખર **લાખ રૂપીઆ** છે? અને તે તમે લાવ્યા છો?"

જયંત બોલ્યો: "હા; સર્વ રૂપીઆની હજાર હજારની સો નોટો આ મારા કોટમાં છે!"

વિમળાએ જયંતના કોટને હાથ લગાડી કહ્યું: હા અંદર કાગળ જણાય છે ખરા પણ તમે એ નોટો બેગમાં શા માટે ન રાખી?"

જયંતે કહ્યું: "**લાખ રૂપીઆ**ની જગ્યા માટે તો મારી છાતી છે.

વિમળા બોલી ઉઠી: "ત્યારે મારા કરતાં તમને **લાખ રૂપીઆ** વધારે વ્હાલા છે ને!"

જયંતે સ્મિત હાસ્ય કરીને કહ્યું: "ના, ના; વિમળા તું ભૂલે છે રૂપીઆનો અધિકાર છાતી ઉપર છે પણ તારો અધિકારતો છાતીની નીચેનાં હૃદય ઉપર છે."

શરમથી વિમળાનું મુખ લાલ થઈ ગયું, તેણે બીજી બાજુ મ્હોં ફેરવી નાખ્યું. જયંતે ઉત્સાહ પૂર્વક કહ્યું: "હવે તને કોણ પરણશે? આજથી તું મારી છે, અને હું તારો છું."

વિમળા કાંઇ પણ બોલી નહીં. તે ઉત્સાહ અને આનંદથી જયંતની સાથે દબાઇ પોતાના પિતાને ઘેર આવી. ગાડીનો અવાજ સાંભળતાંજ હરકીસનદાસ દ્વારમાં આવીને ઉભો રહ્યો. **લાખ રૂપીઆ** કાંઈ સહજ વસ્તુ નથી. તે મેળવવાનો અવસર આવે તો તેને માટે કોનો પ્રાણ વ્યાકુળ નથી થઈ જતો? કોનું હૃદય આનંદથી થનગન નથી નાચી રહેતું? જયંત ઉત્સાહથી ગાડીમાંથી કૂદી પડયો અને હાથ પકડીને વિમળાને પણ ઉતારી. પછી તેણે હરકીસનદાસને કહ્યું: "મુરબ્બી! આજથી વિમળા મારી થઇ ચૂકી છે."

ત્યાર પછી સર્વે ઘરમાં ગયાં. હુરકીસનદાસના આનંદનો પાર રહ્યો નહીં. તેણે કહ્યું: જરૂર ! જરૂર ! પણ રૂપીઆ ક્યાં છે ?"

જયંતે ત્રણવાર છાતી પર હાથ ઠોકીને કહ્યું: " આ રહ્યા ! આ છાતી પર ! આ જીવ પર !!'

એટલું કહીને જયંતે કોટ ઉતારીને હુરકીસનદાસ તરફ ફેંકયો. અને પછી બોલ્યો "કાતરથી એ કોટનું અસ્તર કાપી અંદર કાગળમાં હજાર હજારની સો નોટો છે તે કાઢી લ્યો. ચાલો ઉતાવળ કરો. ધર્મના કામમાં ઢીલ શી?"

કાતર લઇને જતા હાથે હુરકીસનદાસ કોટનું અસ્તર નોટો ન કપાઈ જાય. તેને માટે સાવચેતી રાખી કાપવા લાગ્યો. ધીમેથી કપડું કાપી રહ્યા પછી તેણે અંદરથી કાગળનું બંડલ કાઢયું, અને કંપતે હાથે ઝટ કાગળ ઉખેડીને જોયું. જોતાંજ તે બોલી ઉઠયો: "ક્યાં છે ? અંદર નોટો ક્યાં છે ? અંદર તો એક ખાલી છાપુજ છે !"

અકસ્માત જયંત ઉપર વજ્ર પડયું હોત અને જેવી દશા થાય તેના કરતાં પણ વધુ ખરાબ દશા તેની થઈ. આંખો સ્થિર થઈ ગઇ અને લાકડાંની માફક સ્તબ્ધ થઈ ગયો. તેના મનમાં એકજ વાક્ય બોલાતું હતું: નોટો ક્યાં છે લાખ રૂપીઆની નોટ !"

કેટલીક સેકન્ડ સુધી હુરકીસનદાસ સ્તંભીત થઇને ઉભો રહ્યો પણ પછી તે ગર્જના કરીને બોલ્યો: "આ શું ગોટાળો છે ?"

જયંત કાગળની સામે એકી ટશે જોઇ રહ્યો હતો. તેનાં મુખમાંથી એક પણ શબ્દ નીકળતો નહોતો. વિમળાએ જયંતના મુખ તરફ જોયું તો તે અપરાધીની માફક અવાક્ બનીને ઉભો રહેલો હતો. હુરકીસદાસે ક્રોધ પૂર્ણ સ્વરે કહ્યું: "શું રસ્તામાં ચોરી થઇ ?" આ બધી શી બનાવટ છે ?

જયંત એટલુંજ બોલી શકયો કે: "હા." હું લુટાયો છું.

હરકીસનદાસે ક્રોધ પૂર્ણ વિકટ હાસ્ય કર્યું અને જમણા હાથથી રસ્તો બતાવી કહ્યું: "ચાલ અહીંથી દૂર જા." એવી બનાવટ અહીં ન ચાલે.

વિમળાએ પિતાની પાસે જઇને કહ્યું: "પિતાજી!"

હરકીસનદાસે કહ્યું: "ચૂપ! એ બદમાશ હરામખોર પાસેથી ખસી જા.

જયંત બોલ્યો: "હું બદમાશ અને હરામ—"

હરકીનસદાસે ફરીગર્જના કરી: "બદમાસ, ઠગ ખુની એ સર્વ તુંજ છે. તને પોલીસને સોપી જેલમાંજ મોકલવો જોઇએ."

મારી પાસેથી સો રૂપીઆ પણ તેં દગો કરીને લીધા છે." ફરી રસ્તા તરફ આંગળી બતાવીને તેણે કહ્યું: "બસ! હમણાં–ને હમણાંજ મારી નજર સામેથી દૂર જા હું તારી એક પણ વાત માનવાનો નથી. કેવી ઠગાઈ! પોતાના પહેરેલા કોટનાં અસ્તર નીચેથી **લાખ રૂપીઆ**ની નોટ કોઈ ચોરી ગયું તેની એને ખબરજ પડી નહીં. અને વળી ચોર નોટો લઇને અસ્તર સીવી ગયો ત્યાં સુધી જાણ્યું એ નહીં!"

જયંતે કહ્યું: "અલબત્ત! એ બધું એમજ બન્યું છે.

હરકીનદાસ પાછો ગર્જ્યો: "અરે મેં તારા જેવા ચોરને ઘરમાં ઘાલવામાં બહુ મોટી ભૂલ કરી છે. બસ હમણાંને મારી સામેથી દૂર થા.

જયંત કાંઈ પણ બોલ્યો નહીં. તેણે વિચાર કર્યો કે: "આટલી બધી ચોકસાઈ રાખવા છતાં કોઈ કોટમાંથી નોટો ચોરી ગયું, અને તેની ઠેકાણે પેપર મૂકી ગયું." પણ કોણે એવું કર્યું તે તે નક્કી કરી શક્યો નહીં.

હરકીસનદાસની પાસે આવીને નમ્ર સ્વરે વિમળાએ કહ્યું:"પિતાજી"

હરકીસનદાસે ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું: "ચાલ, ખસ અહીંથી અંદર જા; તારૂં અહીં કાંઈ કામ નથી!"

વિમળા બોલી—"પિતા—"

હરકીસનદાસે કહ્યું:—"હું કહું છું કે તું અહીંથી, ચાલી જા. આવા ચોરની પાસે ઉભી રહેવાને તું લાયક નથી. બસ હમણુંાંજ ઘરમાં જા."

હવે જયંતથી ચૂપ રહેવાયુ નહીં. તે બોલ્યો: "શું તમે એમ સમજો છો કે મેંજ તમારા રૂપીઆ ચોર્યા છે?"

જયંતનું કહેવું સાંભળીને વિમળાના હૃદયને આઘાત થયો. કમળ સમાન તેની બન્ને આંખો આંસુઓથી ભરાઈ ગઈ.

હરકીસનદાસનો ક્રોધ બમણો વધી ગયો તેણે કહયું: "ચોર ! ઠગ ! બદમાશ—"

જયંતે કહયું: "તમે સમજો—" મેં તમારા.

હરકીસને કહયું: "ચોર સત્તરવાર ચોર !" એક બદમાશ ઠગ—

જયંત તે પછી કાંઈ પણ બોલ્યો નહીં. ત્યાંથી ફરી તે બારણાં પાસે આવ્યો; ત્યાંથી બહાર નીકળે છે એટલામાં વિમળાએ દોડી આવી તેનો હાથ પકડયો. જયંતની આંખો આંસુઓથી ભરાઈ ગઈ! તેણે ગદ્‌ગદ્ કંઠે કહ્યું: "વિમળા ! તું પણ મારૂં કહેવું સાચું માનતી નથી ?"

વિમળાએ પોતાની કમળ સમાન અને દયા ભરેલી આંખોએ જયંત સામે જોઇને કહ્યું: "ના, ના; હું તમારી વાત ખોટી માનતી નથી. જરૂર કોઇએ તમારી પાસેથી રૂપીઆ ચોરી લીધા છે."

હરકીસદાસ બોલ્યો: "મારી પુત્રી થઇને મારૂં કહેવું નથી માનતી?"

વિમળાએ રાતાં ચોળ મુખે કહ્યું: "પિતાજી ! તમે અન્યાય કરો છો"

હરકીસનદાસે અધીરા થઇને કહ્યું: "મારી પુત્રીજ મને અન્યાયી કહે છે એ કેવી વાત !"

જયંતે વિમળાને કહ્યું: "તારા પિતાજી નાહક ગુસ્સે થાય છે. હું પ્રયત્ન કરીને સર્વ નોટો પાછી મેળવી શકીશ. જ્યારે નોટો લાવીશ

ત્યારે જ તમને મોં બતાવીશ તે વખતે તમને સર્વને ખબર પડશે કે હું ચોર છું કે શાહુકાર ! હું હવે જાઉં છું."

વિમળા કાંઈ પણ બોલી શકી નહીં. તેની બન્ને આંખોમાંથી આંસુઓ ટપકવા માંડયાં. તે માત્ર માથું નીચું રાખીને ઉભીજ રહી !

જયંતે કહ્યું: "નોટો મુંબાઇ શહેરમાં નથી ચોરાઇ, પણ સ્ટીમરમાંજ કોઇએ ચોરી લીધી છે. હજુ તે પોરબંદરમાં હશે. ગમે તેમ કરીને હું તેને પકડીશ. વિમળા ! પછી તું મારૂં કહેવું સાચું માને અથવા ખોટું."

વિમળા બોલી: "નહીં, હું તમારી વાત કદી ખોટી માનતીજ નથી.

જયંતે કહ્યું: તો કાંઈ ફિકર નહીં; હું એટલુંજ માગું છું."

પછી હરકીસનદાસ તરફ ફરીને જયંત બોલ્યો: "જુઓ તમે મને બહુ કહ્યું છે. પણ તેને માટે મને તમારા ઉપર ક્રોધ આવતો નથી. જે બનાવ બન્યો છે તેને માટે મારા ઉપર તમને જે વ્હેમ આવ્યો છે તે અયોગ્ય નથી. એ સન્દેહ દૂર કરવાનો ઉપાય હું જરૂર કરીશ. જો એટલું કામ હું નહીં કરીશ તો તમને મ્હોં નહીં બતાવીશ પ્રભુ મારો મદદગાર છે.

એટલું કહીને જયંત કોટ પહેરી બેગ લઇને બહાર નીકળ્યો. તેને એ પ્રમાણે જતો જોઇને વિમળાનાં હૃદયને જે કષ્ટ થયું તે તેજ જાણે. વિમળા પણ તો વખતે બહાર નીકળી,—તો ઝાડની છાયામાં પત્થરની એક શીલા ઉપર જયંત ગંભીર ભાવથી બેઠેલો તેની નજરે પડયો. ધીમે ધીમે તેની પાછળ જઇને કરૂણા સ્વરે વિમળાએ કહ્યું: "જયંત ! ખરેખર શું તું અમને છોડીને ચાલ્યો જાય છે ?"

જયંતે તેનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહીં. તેને આમ ચૂપ રહેલો જોઇને વિમળા ગભરાઈ ગઇ તેનો કંઠ ભારે થઇ ગયો. તે બોલી: "પિતાજી એવા ક્રોધીજ છે. હું પિતાજીને સમજાવીશ. જે નોટો ચોરાઈ ગઈ છે તે હવે મળવી મુસ્કેલ છે. કહો, નોટ નહીં મળે તો પણ તમે આવશો કે નહીં ?"

હવે જયંતે ઉત્તર આપ્યો. "ના, વિમળા! નોટ નહીં મળે તો હું અહીં નહીં આવું પણ મને એનો વિશ્વાસ છે કે ગમે તેમ કરીને હું નોટો પાછી મેળવીશ. ઈશ્વર જરૂર મને મદદ કરશે. જો વિમળા! તું અંદર જા અને પ્રભુનું સ્મરણ કર. હું બહુજ જલદી આવી મળીશ"

એટલું કહીને જયંતે ત્યાંથી ઉઠી ચાલવા માંડયું. એકવાર પણ તેણે પાછું ફરીને જોયું નહીં. ચિત્રની માફક સ્તબ્ધ બનીને વિમળા જયંતને જોઇ રહી. જ્યારે આંસુઓથી આંખો ભરાઇ આવી અને દેખાયું નહીં ત્યારે આંસુ લૂછી તેણે જોયું તો જયંત દેખાયો નહીં. જયંત ભાડેની ગાડીમાં બેસી પોરબંદર તરફ રવાના થયો.

---

## પ્રકરણ ઓગણીસમું. ચોરની ચતુરાઈ.

જ્યારે પોલીસે વાંદરાનાં ખંડેરમાં જઈ જયંતને ભોંયરામાંથી છોડાવ્યો હતો ત્યારે બેરામજી મહેતા વકીલ પહેલેથીજ જીવ લઈને નાઠો હતો પણ મકાનની બહાર જઇને ઉભો રહ્યો. પછી કાંઇક વિચાર કરીને ચોરની માફક પાછો ઘરમાં પેઠો. તે સૂનાં ઘરના સર્વ ગુપ્ત માર્ગો મહેતા જાણતો હતો. જ્યાંથી પોલીસ જયંતને બહાર કાઢવા દોરડું મૂકતા હતા ત્યાંથી થોડેજ દૂર અંધારામાં તે સંતાઈ રહ્યો હતો.

જયંતે પોલીસને જે કાંઇ કહ્યું હતું તે તેણે સાંભળ્યું હતું. અને તે સાંભળ્યા પછી તેણે જાણ્યું કે: "જયંતે મને મૂરખ બનાવી પોતાનું કામ કાઢી લીધું છે. જો તે પોરબંદરની પોલીસનો માણસ હોતતો પોલીસ સાથે આ પ્રમાણે વાત કરત નહીં." હવેજ મહેતાને જણાયું કે જયંત પોલીસનો માણસ નથી પણ લાખ રૂપીઆની ખબર મળવાથી તેને મેળવવાને તે મહેનત કરે છે. નાહક ડરીને બાળકની માફક

મેં તેને સર્વ હકીકત કહી દીધી; નહીં તો ખૂનની હકીકત તે કદી પણ જાણી શકત નહીં. જે રાતના મહેતો વાંદરાથી મુંબાઈ ગયો તેને બીજેજ દિવસે જયંત મુંબાઇથી જતો નથી રહેવાનો એ મહેતો જાણતો હતો. એ ઉપરાંત મહેતા જયંતનું મુંબાઇનું રહેવાનું ઠેકાણું પણ જાણતો હતો કારણ કે જયંત જ્યારે તેને ત્યાં કારકુન તરીકે રહ્યો ત્યારે તેણે પોતાનું શરનામું અરજીમાં લખેલું હતું. વાંદરેથી મુંબાઇ જઇને મહેતાએ ઘણાં કષ્ટથી રાત વીતાડી સવાર થતાંજ નાટકનો સર્વ સામાન વેચનાર એક કંપનીમાં ગયો અને મેનેજરને જઇને કહ્યું: "મારે એવી રીતે મારો વેશ બદલવો છે કે મારો છોકરો પણ મને ઓળખી શકે નહીં."

મેનેજરે કહ્યું: "તમારે તમારા છોકરાથી છૂપું રહેવું છે?"

મહેતો બોલ્યો: "હા સાહેબ! મારો પુત્ર એવો કપૂત નીકળ્યો છે, કે મારો સર્વ માલ લઇને નાસી ગયો છે. જો પોલીસમાં ખબર આપું તો આબરૂ જાય અને કદાચ તેને જેલ જાત્રા જવું પડે. માટે મારો વિચાર એવો છે કે વેશ બદલીને તેને શોધું. મને ઓળખવાથી તે કોણ જાણે ક્યાં છૂપાઇ જશે કે પછી ફરી મળવો મુશ્કેલ થઈ પડશે. તેથી તમે મારો ચહેરો એવો બદલી નાખો કે તે ઓછામાં ઓછું એક અઠવાડીયું તો રહેજ. એટલા વખતમાં હું મારા કપૂતને શોધી કાઢીશ."

મેનેજરે કહ્યું: "એક અઠવાડીઆં સુધી છૂપોવેશ રાખવો છે?"

મહેતો બોલ્યો: "શું એક અઠવાડીયું મારૂં બદલેલુંરૂપ નહીં રહેશે? જુઓ પહેલાં તો મારા આ નકલી દાંત કાઢી નાખું છું એનાથી કેટલો ચહેરો ફેરવાઇ જશે!" એમ કહીને મહેતાએ મ્હોંમાંથી દાંતોની બન્ને હાર કાઢી લીધી મેનેજરે મંદ હસીને કહ્યું: 'હા એથી તમારો ચહેરો ઘણો બદલાઇ ગયો. જુઓ તમારા બાલ એકદમ સાદા કરી નાખીશ અને

તેના પર કલપ લગાવી દઇશ. શરીરનો રંગ પણ કાળો કરી નાખીશ. અને નાકમાં એક ઝીણું કાણું પાડવાથી તે મોટું અને ચપટું થઇ જશે એનાથી તમારો કંઠ સ્વર પણ બદલાઈ જશે. અને કોટની નીચે એક નાનો શો તકીઓ ગોઠવવાથી તમે કૂબડા પણ બની જશો. એ ઉપરાંત તમે કોઈ લંગડા માણસનાં બૂટ પહેરશો તો તમે લંગડાની માફકજ ચાલી શકશો."

મહેતો બહુજ રાજી થયો. પૈસા નક્કી કરીને મહેતો કંપનીના ડ્રેસિંગ રૂમમાં ગયો. એક કલાક પછી જ્યારે તે વેશ બદલીને બહાર નીકળ્યો ત્યારે તેને કોઈ પણ ઓળખી શકે તેમ ન હોતું.

મહેતા ત્યાંથી બહારોબાર જયંતના મુકામ પર ગયો તે ચાલમાં ઘણી નાની ઓરડીઓ હતી બહાર ગામથી આવનારાઓ થોડા દિવસને માટે એ ઓરડીઓમાં ભાડે રહેતા હતા. મહેતાને જયંત જે કોટડીમાં રહેતો હતો તેની બાજુની ઓરડીજ મળી ગઇ. મુંબાઇમાં એવી નાની ચાલીઓમાં બે ઓરડીની વચ્ચેની ભીંત પાટીઆની હોય છે અને તે પાટીઆં પણ દેવદાર કે એવાં કોઈ બીજાં હલકાં લકડાંનાં હોય છે. મહેતાએ પોતાની અને જયંતની ઓરડીની વચ્ચેના પાટીઆંની ભીંતમાં છરી વડે એક નાનું કાણું પાડયું. તે વખતે જયંત ઓરડીમાં નહોતો તે તો ડોકટર જમશેદજીને મળવા ગયો હતો, મહેતાએ મનમાં પાકો ઠરાવ કરી રાખ્યો હતો કે જ્યાં સુધી નોટો હાથમાં ન આવે ત્યાં સુધી જયંત ઉપર નજર રાખવી, અને જરૂર પડે તો તેનું ખૂન પણ કરી નાખવું. એક માણસનું તો તેણે ખૂન કર્યું એટલે હવે ખૂન કરવું એ કાંઈ તેના મનથી મુશ્કેલ વાત નહોતી.

જયંતની ઓરડીએ સાંકળજ મારેલી હતી તાળું મારેલું નહોતું. તે ઉપરથી મહેતાએ જાણ્યું કે: " નોટો જયંતને કદાચ મળી હશે

પણ તે આ ઓરડીમાં નથી, સાથેજ લઇ ગયો હશે. લાખ રૂપીઆની નોટો બેદરકારીથી આવી રીતે વગર તાળાંની ઓરડીમાં કોઇ પણ રાખે નહીં"

એટલામાં જયંત આવ્યો તેણે પોતાની ઓરડીમાં જઇને બારણું બંધ કર્યું અને ગજવામાંથી નોટોનું પાકીટ કાઢી તેને ગણી જોઈ. મહેતા તે નોટોને જોઇને ગાંડા જેવો થઇ ગયો. તે વિચાર કરવા લાગ્યો: "મેં મારીજ ભૂલથી સ્ટીમરમાં કરેલાં ખુનની હકીકત એને કહીને સર્વ બાજી બગાડી નાખી; નહીં તો હમણાં એની સાથે લડાઇ કરીને નોટો લઇ લેત. પણ હવે જાઉં તો મને ખુની તરીકે પકડાવી દે."

જયંતે સર્વ નોટોને કાગળમાં લપેટી તેને કોટના અસ્તરમાં શીવી લીધી અને તે કોટ પહેરી તેના ઉપર બીજો કોટ પહેરી બટન ચઢાવી દીધાં. મહેતા વકીલ ભીંતનાં છિદ્રમાંથી એ સર્વ જોઈ રહ્યો હતો. પછી જયંત પાછો આવ્યો. તેણે બત્તીએ સ્ટીમરની ટીકીટ વાંચી જોઈ તે પણ મહેતાએ જોઇ. મહેતાએ વિચાર કર્યો: "રાતના તો એની પાસેથી નોટો લઈ શકાય તેમ નથી, પણ કાલે શનિવાર છે એટલે સ્ટીમર ઉપડશે, પણ એ જુવાન સ્ટીમરમાં પણ ઉંઘવાનો નથી, વળી તેની પાસે પીસ્તોલ છે, મામલો જરા વિકટ તો છે." પછી તેણે ભીંતનાં કાણાંમાંથી જયંતની ઓરડીમાં જોયું તો જયંત પોતાનું પોટલું બાંધી રહયો હતો. મહેતો તુર્તજ બહાર નીકળ્યો એટલે જયંતની દ્રષ્ટિ તેના ઉપર પડી પણ કોઈ અજાણ્યો માણસ ધારી જયંતે તેના તરફ ધ્યાન આપ્યું નહીં. તુર્તજ મહેતો ખુશી થતો સ્ટીમરની ટીકીટ ઓફીસમાં ગયો. ત્યાં પૂછતાં માલમ પડયું કે સ્ટીમર કાલે ઉપડવાની છે અને જયંતે જે કેબીનની ટીકીટ ખરીદી છે તે કેબીનમાં હવે જગ્યા નથી. લાચાર બનીને તેણે બીજી કેબીનની ટીકીટ ખરીદી.

ટીકીટ ઑફિસમાંથી નીકળી તેણે એક ઉત્તમ ચીરૂટની એક પેટી ખરીદી અને કેમીસ્ટની દુકાને જઇ મોર્ફીઆનો અર્ક વેચાતો લીધો. સર્વ વસ્તુઓ ખરીદી તે જ્યારે પોતાના નવા મુકામ આવ્યો ત્યારે જયંત દીવાની સામુ બેસી ગીતા વાંચી રહ્યો હતો.

સવારમાં, જયંતના કરતાં મહેતો સ્ટીમરમાં વ્હેલો જઇને બેઠો જયંત પણ સ્ટીમરમાં જઇને બેઠો ! જયંતે મહેતાને જોયો પણ તેને ઓળખી શક્યો નહીં. મહેતો તો હવે મહેતો નહીં પણ એક લંગડો અને કુબડો મરાઠોજ બની ગયો હતો.

રાતના ડેક ઉપર જયંતને મહેતાએ જે ચીરૂટ આપી હતી તે મોર્ફીઆના અર્કમાં બીજાવેલી હતી. જયંતે તેના બે ત્રણ દમ ખેંચ્યા એટલે તેનું માથું ફરવા લાગ્યું શરીર શુદ્ધિરહિત થવા લાગ્યું. હાથમાંની ચીરૂટ નીચે પડી ગઈ. મહેતાએ ચીરૂટ સમુદ્રમાં ફેંકી દીધી. પછી અર્ધા જાગતા અને અર્ધા ઉંઘતા જયંતનો હાથ પકડી મહેતો તેને કેબીનમાં લઈ ગયો. પથારીમાં પડતાંજ જયંત પૂરેપૂરો બેશુદ્ધ થઇ ગયો. તુર્તજ મહેતાએ કેબીનનું બારણું બન્ધ કર્યું, અને જયંતના કોટનાં બટન ખોલી કાતર વડે અસ્તર કાપી અંદરથી નોટો કાઢી લીધી અને નોટોની જગ્યાએ એક જૂનું પેપર મૂકી અસ્તર પાછું જેમનું તેમ સીવી દીધું અને ગુપચૂપ પોતાની કેબીનમાં જઇને સૂઇ રહ્યો, હવે તેના આનંદનો પાર રહ્યો નહીં. જે રૂપીઆને માટે તે આટલા દિવસ સુધી વ્યાકુળ થઈ રહ્યો હતો અને જેને માટે એક માણસનું ખૂન કર્યું હતું તે મળવાથી તેને આનંદ થાય તેમાં કાંઈ નવાઇ નથી. મહેતા વિચાર કરવા લાગ્યો: "બસ ! આજથી હું મોટો માણસ થઈ ગયો. હરકીસનદાસ તો કાંઈ જાણતો પણ નહશે. એક માત્ર જયંત જાણે છે. પણ તેને તો ખબર પણ પડવાની નથી

કે રૂપીઆ કોણ લઇ ગયું ? અને કદાચ તે જાણશે તો કરી પણ શું શકશે ! કારણ કે રૂપીઆ તો હવે મારા હાથમાં છે.”

પોતાની કેબીનમાં જઇને મહેતાએ પોતાના બૂટનાં માઝર નીચે નોટો મૂકી અને મન સાથે બોલ્યો કે: “કોઇને સ્વપ્ને પણ વ્હેમ આવવાનો નથી કે મારાં બૂટમાં લાખ રૂપીઆની નોટો છે.”

બીજે દિવસે સવારે જ્યારે જયંત જાગ્યો ત્યારે કેબીનનું બારણું ઉઘાડું જોઇને તેને વ્હેમ તો ગયો પણ કોટ તપાસી જોવાથી નોટો ચોરાઈ ગઈ છે એવો જરા પણ સંદેહ તેને આવ્યો નહીં. બંદર પર ઉતરતાંજ જયંત એકદમ વિમળાને મળવા દોડયો. અને ત્યાર પછી જે જે બન્યું તેનાથી વાંચક અજાણ નથી.



## પ્રકરણ વીસમું.          ધર્મે જય અને પાપે ક્ષય.

હરકીસનદાસને ઘેરથી જયંત પોરબંદર આવ્યો. વિમળાને જયંતે કહ્યું તું કે: ‘ગમે તેમ થશે તો પણ લાખ રૂપીઆની નોટો હું આણી આપીશ,” પણ હવે જ્યારે તે શોધવાનો સમય આવી પહોંચ્યો ત્યારે તેને સર્વ જગ્યાએ અન્ધકાર જણાવા લાગ્યો. તેના મનમાં એમ વ્હેમ આવતો હતો કે મહેતા વકીલે નોટો ચોરી છે, પણ પાછું મનમાં એમાં પણ આવતું હતું કે મહેતા તો સ્ટીમરમાં ન હતો. અને નોટો મળ્યા પછી તે માત્ર સ્ટીમરમાં જ ઉંઘ્યો હતો. તો શું ત્યાં તે વખતેજ નોટ ચોરાઇ ગઇ હતી. તે કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહી. ચારે બાજુ તેને ગોટાળોજ જણાતો હતો કારણ કે તેનું મગજ અત્યારે ઠેકાણે નહોતું !

એટલામાં તેનું ભાગ્ય ઉઘડી ગયું. અકસ્માત તેની નજર એક માણુસ પર પડી. તે એક શરાફની પેઢીમાંથી નીકળી ભાડાની ગાડીમાં બેઠો. તેને જોતોજ જયંત એકદમ ચમકયો. પરંતુ જયંત કાંઇ પણુ હીલચાલ કરે તે પહેલાં ગાડીમાં બેસી તે અદ્દશ્ય થઇ ગયો. જે માણુસ ગાડીમાં બેસીને જતો રહયો તેજ જયંતને સ્ટીમરમાં ચીરૂટ આપનાર લંગડો અને કુબડો માણુસ હતો; પરન્તુ જેવો તે દિવસે તે દેખાતો હતો તેવોજ આજે દેખાતો નહોતો. જયંતના મનમાં આવ્યું કે: "જરૂર એ બીજો કોઇ નહીં પણુ મહેતો છે ? વેશ બદલીને સ્ટીમરમાં આવ્યો હશે. અને મારી આંખોમાં ધૂળ નાખી **લાખ રૂપીઆ** લઇ ગયો. અરે તે જતો રહયો ! હવે તો જે થવાનું હતું તે થઇ ગયું શોક કરવાથી શું વળવાનું છે. આજે તો તે મુંબાઈ જઇ શકે તેમ નથી. જરૂર એ અહીં નોટો વટાવવા આવ્યો હશે." એમ વિચાર કરી તે શાહુકારની પેઢીમાં ગયો ત્યાં એક માણુસ બેઠો હતો તેને જઇને પૂછયું: "તમેજ આ પેઢીના માલીક છો ?"

પેલાએ કહ્યું: "હા; કેમ શું છે ?"

જયંતે કહ્યું: "હું મુંબાઈ પોલીસનો ડીટેકટીવ છું. હું એક માણુસની પાછળ પડયો છું. તેની પાસે હજાર હજારની કેટલીક નોટો છે. તે આપને ત્યાં વટાવવા આવ્યો હતો એમ હું ધારૂં છું ?"

શરાફે કહ્યું: "હા; પણુ મેં એવી ભારે નોટ કાંઈ પણુ ખાત્રી આપ્યા વિના લેવાની ના પાડી તેથી તે હજારની એક નોટ અહીં જમા કરાવી મુંબાઇ બેંકને તાર કરવાનું કહીને ગયો છે. બેંકનો જવાબ આવે તો મારે રૂપીઆ આપવાના છે. તેનું નામ બેરામજી મહેતા વકીલ છે અને તે મુંબાઇનો રહેવાસી છે."

જયંતે કહ્યું: "તમે નોટનાં નાણાં આપશો નહીં એ સર્વ નોટો ચોરીની છે. મને પૂછ્યા વિના તમે નાણાં આપશો નહીં. વારૂ તેણે અહીંનું કાંઈ ઠેકાણું આપ્યું છે?"

શરાફે કહ્યું: "હા; તે ધર્મશાળામાં ઉતર્યો છે."

"બસ મારે એટલુંજ જાણવું છે" એટલું કહીને તે પેઢીના મકાન-માંથી બહાર નીકળ્યો અને એક ગાડી ભાડે કરી ગાડીવાળાને બને તેટલી ઉતાવળથી ઘોડો ધર્મશાળા તરફ હાંકવાનું તેમજ તેને ઇનામ આપવાનું કહી તે ગાડીમાં બેઠો. ત્યાં પહોંચ્યા પછી તેને ખબર પડી કે મહેતા હજુ આવ્યો નથી. જે ઓરડીમાં મહેતો રહેતો તેની બાજુની ઓર-ડીમાં જયંતે ઉતારો રાખ્યો. જયંતની છાતી ધડકવા લાગી. તે મનમાં બોલ્યો: "હે પ્રભુ! આજે મારૂં ધારેલું કાર્ય પાર પડશે? અને મને વિમળા મળશે?" એવી રીતે વિચારો કરતો જયંત ભૂખ્યા વાઘની માફક મહેતાની રાહ જોતો પોતાની ઓરડીમાં બેસી રહ્યો. બરાબર સન્ધ્યા સમયે મહેતા પોતાની ઓરડીમાં આવ્યો. જયંત પોતાની ઓરડીમાંથી બહાર નીકળ્યો આજુ બાજુ જોયું તો ત્યાં કોઈ નહોતું. તુર્તજ જયંત મહેતાની ઓરડીમાં પેઠો અને મહેતા ઉપર તૂટી પડયો. કોણ છે? કયાંથી આવ્યો? તે મહેતો જાણે તે પહેલાંજ જયંતે ઓરડીનું બારણું બન્ધ કર્યું અને મહેતાનું ગળું દબાવી તેના ઉપર ચઢી બેઠો. નિરાશા, ક્રોધ અને ક્ષોભને લીધે એ વખતે જયંતના શરીરમાં પુષ્કળ શક્તિનો સંચાર થયો.

મહેતાએ આંખો ઉઘાડી જયંતના સામે જોયું પણ તે વખતે મહે-તાનો શ્વાશ ઘુંટાતો હતો. તે મ્હોંથી કાંઇ પણ બોલી શકયો નહીં. જયંતના હાથમાંથી પોતાનું ગળું છોડવવાની તેણે ઘણી મહેનત કરી પરન્તુ જયંતના શરીરમાં રાક્ષસી બળ આવ્યું હતું અને તે સર્વ બળ મહેતાના ગળા પરજ તેણે કામે લગાડી દીધું હતું.

મહેતો શુદ્ધિ વગરનો થઇને જમીન પર પડયો. જયંતે મહેતાનાં સર્વ કપડાં તપાસ્યાં તો તેમાંથી એક પાકીટ નીકળ્યું જેમાં એક નોટ સિવાય બાકીની સર્વ નોટો તેમાં હતી. નોટો સિવાય મહેતાના ગજવામાં એક પાઇ પણ નહોતી. જયંતે જાણ્યું કે મહેતા પાસે મુંબઈ જવાનું સ્ટીમર–ભાડું નથી તેથીજ નોટ વટાવવા ગયો હતો નહી તો તે કદી પણ અહીં વટાવત નહીં જયંતે નોટો ગજવામાં મૂકી અને દરવાજો ઉઘાડી આજુબાજુ જોયું તો કોઈ જણાયું નહીં ત્યારે એકદમ બહાર નીકળી ગયો. જયંતે રસ્તે વિચાર કર્યો કેઃ "હવે નોટો આપણી પાસે રાખવી નહીં." તે લલ્લુભાઇ છબીલદાસની પેઢીમાં ગયો અને હુરકીસનદાસને નામે નવ્વાણું હજારની નોટો જમા કરવાવી. અને શરાફને કહ્યુંઃ 'કે આજેજ રાતે હુરકીસનદાસને ખબર આપજો." રૂપીઆ આપી રીતસરની રસીદ લઇ જયંત નિશ્ચિંત બન્યો. ત્યાર પછી તે પોરબંદરના પોતાના ઓળખાણવાળા વકીલ શ્યામજીદાસને ત્યાં ગયો. અને કહ્યુંઃ તમે સાંભળ્યું હશે કે હુરકીસનદાસની મુંબઈમાં એક મામી હતી. તે હમણાં મરી ગઈ છે અને તેની મિલ્કતના **લાખ રૂપીઆ** હુરકીસનદાસને મળ્યા છે. તેને માટે હું તમારી પાસે આવ્યો છું. તે રૂપીઆ લેવા હું મુંબઈ ગયો હતો. ત્યાંથી આવતાં સ્ટીમરમાં સર્વ નોટો ચોરાઇ ગઇ. પણ ઘણી મહેનત કરવાથી તેમાંની નવ્વાણું નોટો હું પાછી મેળવી શકયો છું અને તે લલ્લુભાઈ છબીલદાસની પેઢીમાં જમા કરાવી છે. આ રહી તેની રસીદ."

વકીલે પૂછ્યુંઃ "શું ચોરે એક નોટ વટાવવાનો પ્રયત્ન કર્યો હતો?"

જયંતે સર્વ હકીકત વકીલને કહી. અને કહ્યું. "કે તમારે હવે કંઈ યુક્તિ કરવી જોઇએ કે ચોર પેલી એક નોટ પાછી ન મેળવી શકે."

વકીલે કહ્યું: "પણ હુરકીસદાસે એકવાર અહીં આવવું જોઇએ."

જયંત બોલ્યો: 'તમે તેને કાગળ લખીને બોલાવો તે તો એમજ સમજે છે કે તેના લાખ રૂપીઆ મેંજ ચોરી લીધા છે."

વકીલે કહ્યું: "ઠીક તે નોટ હુરકીસનદાસને મળે એવો બંદોબસ્ત હમણાંજ કરૂં છું."

"ચાલો ત્યારે હું રજા લઇશ" એમ કહીને જયંત ઉઠયો. વિમળાની સામે જઇને હવે હું ખુલ્લા દિલથી ઉભો રહીશ" એ વિચારે જયંતનું હૃદય આનંદથી ભરાઈ ગયું. દશ લાખ રૂપીઆ મળવાથી તેને જે આનંદ ન થાત તે આનંદ એકજ વિમળાની આશાએ થયો. આજે અનંત જગત, અનંત આકાર સર્વ સંસાર તેની સામે આનંદથી ભરેલો ઉભો છે એમજ તેને જણાયું.

બેરામજી મહેતા વકીલ જ્યારે શુદ્ધિમાં આવ્યો. ત્યારે તે એક દમ ચમકીને ઉભો થઇ ગયો. કોઇએ એકાએક આવીને મારૂં ગળું પકડયું હતું અને ત્યાર પછી હું બેભાન થઈ ગયો" એમ વિચાર કરતાં તેને નોટની વાત યાદ આવી. તેણે પોતાના ગજવામાં હાથ નાંખ્યો અને એકદમ ધબ્બ દઇને નીચે બેસી ગયો. કારણ કે ગજવામાં નોટો નહોતી. ક્રોધથી તેણે પોતાનાં કપડાં ફાડી નાંખ્યાં. નોટો હાથમાં આવી અને જતી રહી એ વાતનો તે જેમ જેમ વિચાર કરવા લાગ્યો તેમ તેમ તેનું મગજ બગડવા લાગ્યું કેટલીવાર સુધી તો તે ઓરડીમાં ગાંડાની માફક બેફામ બની પડી રહ્યો. થોડીવાર પછી જ્યારે તે પૂરે-પૂરી શુદ્ધિમાં આવ્યો ત્યારે તે વિચાર કરવા લાગ્યો: "હવે શું કરૂં પોલીસમાં ખબર આપું ? નહીં એમ કરવાથી તો સર્વ ભેદ ખુલ્લો થઈ જાય. હે પ્રભુ ! ત્યારે શું મારી સર્વ મહેનત પાણીમાં ગઈ! હાથમાં આવેલા **લાખ રૂપીયા** ગુમાવ્યા !"

નોટો કોઇએ બેભાન બનાવીને લઇ લીધી એટલુંજ મહેતા જાણતો હતો. જયંતે નોટો લઈ લીધી છે એવી કલ્પના પણ મહેતાનાં મગજમાં આવી નહીં.

'પહેલાં પેઢીમાં જમા કરાવેલી હજારની એક નોટ છે તે તો લઉ" એમ વિચાર કરીને તે પેઢીમાં ગયો. તેને જોતાંજ પેઢીના શરાફે કહ્યું: "તમારો કોઇ મિત્ર તમને મળવાને કયારનો ખોટી થઈ રહયો છે." મહેતાએ કહ્યું: "અહીં તો મારો કોઈ મિત્ર નથી. મુંબાઇથી તારનો જવાબ આવ્યો ?"

શરાફ બોલ્યો: "ના, તાર નથી કર્યો એવો નકામો ખર્ચ કરવાની કાંઈ પણ જરૂર નથી. તમારા ગયા પછી અહીં તમારો એક મિત્ર આવ્યો હતો."

શરાફને બોલતો અટકાવી મહેતાએ વચમાંજ કહ્યું: "કોનો મારો મિત્ર ?"

શરાફે ઉત્તર આપ્યો: "હા; તમારો મિત્ર તે કહેતો હતો કે હમણાં જે ગયો તે મારો મિત્ર મિ૦ મહેતા વકીલ હતો."

મહેતાએ પૂછ્યું: "પછી તેણે શું કહ્યું ?"

શરાફ બોલ્યો: "તેણે કહ્યું કે મહેતા વકીલ નોટો ચોરી લાવ્યો છે માટે આજે તેને કેદ કરવાનો છે."

મહેતા બોલ્યો: "કોને મને કેદ કરવાનો છે ?"

શરાફે કહ્યું: "તમને નહીં તો બીજા કોને ? ચોરોની એવીજ દશા થાય છે."

મહેતાએ ઉશ્કેરાઇને કહ્યું: "તમારી એ હરામખોરી મારી સાથે ચાલવાની નથી; મને મારી નોટ પાછી આપી દો."

શરાફે કહ્યું: "ઠીક છે તમને નોટ આપું છું; પણ પોલીસને આવવાદો તે આવીને તમને બરાબર સમજણ પાડશે અને નોટ પણ અપાવશે."

"હું તમારી પુરેપૂરી ખબર લઇ નાખીશ." એટલું કહીને મહેતો છલંગ મારતો નાઠો. પહેલાં તે પોતાની પેટી ધર્મશાળામાં લેવા ગયો બગલમાં પેટી મારી જેમાં તે બહાર નીકળે છે તેવાજ તેની દૃષ્ટિએ એક પોલીસ ઇન્સ્પેકટર અને કેટલાક સિપાઇઓ પડયા સમય રાતના આઠ વાગ્યાનો હતો. મહેતો સમજ્યો કે પોલીસે મને જોયો નથી, પણ બહાર પહેરો રાખીને તે અંદર આવશે અને મને પકડશે.બારણામાંથી તો મહેતાથી બહાર જઈ શકાય તેમ નહોતું. પોલીસ દાદર ચઢવા લાગી તેમ તેમ મહેતો ગભરાવા લાગ્યો. બાજુમાં એક નાનું છજુ હતું, ત્યાં જઇ તે જમીનથી થોડુંજ ઉંચું છે એમ સમજી મહેતા નીચે કૂદી પડયો ! અંધારામાં તેને જણાયું નહીં કે નીચે શું છે અને હું કેટલે ઉંચેથી કુદું છું. નીચે એક કુવો હતો તે કુવામાં મહેતો ઉપરથી પડયો. ધબાકો થતાંજ ધર્મશાળામાંના સર્વ માણુસો કુવા પાસે દોડી આવ્યાં. પોલીસના માણુસો પણ ત્યાં ગયાં. અંદર માણુસોને ઉતાર્યાં. થોડી વાર પછી તેઓ મહેતા વકીલની લાશ લઇને ઉપર આવ્યાં. તે ચંડાળ અધમને તેના પાપની યોગ્ય શીક્ષા મળી. ખરી રીતે તો પોલીસ મહેતાને પકડવા નહોતી આવી, પણ આગળ ધર્મશાળામાં એક ચોરી થઇ હતી તેની તપાસ કરવા આવી હતી. પણ ચોરના પગ હમ્મેશાં પાછા રહેતા હોવાથી મહેતા પોલીસને જોઇને ગભરાઈ ગયો અને પોતાને હાથેજ **લાખ રૂપીયા** મેળવવાનાં **લોભનાં પરીણામમાં** પોતાનાં જીવન નાટકને પૂરૂં કરી દીધું.

---

## પ્રકરણ એકવીશમું. ઉપસંહાર અને છેવટ.

એ કહેવાની જરૂર નથી કે જે દિવસે જયંત વિમળાને ઘેરથી ચાલ્યો ગયો તેજ દિવસથી વિમળા શોક સાગરમાં ડૂબેલી રહેતી હતી. અને હમણાં તો તે સૂકાઇને લાકડાં જેવી થઈ ગઇ હતી.

જયંતના ગયા પછી હરકીશનદાસનો ક્રોધ ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. તે વખતે તેણે જયંતનું કાંઇ પણ સાંભળ્યું નહોતું. હરકીશનદાસ વિચાર કરવા લાગ્યો: "જો નોટ ચોરાઈ ન ગઈ હોત તો જયંત કદી પણ કોટના અસ્તરમાં પેપર શીવી લાવી મશ્કરી કરત નહીં. અને જો તેણેજ ચોરી લીધી હોત તો કદી પણ અહીં આવત નહીં."

સમય રાત્રિનો હતો. હરકીશનદાસ બેઠા બેઠા ઉપર પ્રમાણે વિચાર કરતો હતો. એટલામાં એક માણસ ચિઠ્ઠિલઇને આવ્યો. જયંતના ગયા પછી લખવા વાચવાનું સર્વ કામ વિમળાજ કરતી હતી. ચિઠ્ઠી લઇને હરકીસનદાસે વિમળાને આપી: તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:-

" શ્રીમાન્!

આનંદ સહ નિવેદન કે આપના નામે નવ્વાણું હજાર રૂપીઆ શ્રી. જયંતલાલે જમા કરાવ્યા છે. માટે તમારે જ્યારે જોઈએ ત્યારે એ રૂપીઆ મંગાવી લેશો. તમારી આજ્ઞા હોય તો પેઢીમાં જમા રહેવા દઈશું અને નિયમ પ્રમાણે વ્યાજ આપીશું. લિ૦ આપનો

લલ્લુભાઈ છબીલદાસ."

ચિઠ્ઠીમાંની હકીકત સાંભળી હરકીસનદાસ એકદમ ચમકી ઉઠયો: તે એકદમ પાઘડી લૂગડાં પહેરી પોરબંદર જવા તૈયાર થયો, એટલે વિમળા બોલી: "કેમ પિતાજી રાતનાજ રૂપીઆ—"

વિમળાને બોલતી અટકાવીને હરકીસનદાસે કહ્યું: "રૂપીઆને માટે નહીં, પણ જયંત માટે. હું તેને શોધી અને તેની માફી માગીશ."

વિમળાએ કહ્યું: "હવે રૂપીઆ મળ્યા છે એટલે તે એમની મેળેજ અહીં આવશે."

હરકીસન બોલ્યો: "ના, ના; મેં તેને ચોર કહ્યો છે એટલે વગર બોલાવ્યે તે નહીં આવે મારેજ તેને મનાવી લાવવો પડશે."

તેજ વખતે એક માણુસ બીજી ચિઠ્ઠી લઇને આવ્યો તે આ પ્રમાણે હતી:—

"મહેરબાન સાહેબ,

તમારી જે એક હજારની નોટ ચોરાઇ ગઈ હતી તે જયંતલાલની ભલામણુથી મેં અટકાવી છે. માટે તુરતજ તમારે અહીં આવવું એટલે નોટ તમને મળી જાય. લિ૦ તમારો,

શ્યામજીદાસ વકીલ."

ચિઠ્ઠી વાંચી વિમળા બોલી. "પિતાજી તમે તો તમારા લાખ રૂપીઆ મેળવશો."

હરકીસનદાસે બોચી ખજવાળતાં કહ્યું: "તને પણ તારું ધાર્યું મળશે."

બીજેજ દિવસે સવારે હરકીસનદાસ પોરબંદર ગયો.

× × × ×

આ સર્વ ઘટનાઓ બની ગયાને ત્રણ વર્ષ વિતી ગયા, આજે જો કોઇ હરકીસનદાસને ઘેર જાય તો તે જુએ કે હરકીસનદાસ એક સુન્દર અને સશક્ત બાલકને પોતાના ખોળામાં રમાડી રહ્યો છે. કહેવાની જરૂર નથી કે તે બાળક વિમળા અને જયંતનો છે. હરકીસનદાસ હવે સંસારની સર્વ જંજાળ ત્યાગી માત્ર શાન્તિમાં ઇશ્વર સ્મરણ કર્યા કરે છે અને ખેતીનો સર્વ કારભાર જયંત ચલાવે છે. દર વર્ષે હજ્જારો રૂપીઆ ગરીબોને પોષવામાં ખર્ચવામાં આવે છે; તેમનાં બાળકોને ભણાવવામાં તથા બીજાં સત્કાર્યોમાં ખર્ચી તેઓ જીવનની સફળતા કરે છે. નિરાધાર ગાંડી તુલશી હજુ જીવે છે. તેનું પોશણ પણ હરકીશનદાસ પોતાને ઘેર રાખી કરે છે. જયંત અને વિમળા. સંસારમાં સ્વર્ગ ઉતારી રહ્યા છે. આનંદ આનંદઃ! આનંદ !!

